दोहा

अमृतधारा अस्खलन, श्रेष्ट शान्त रस स्राव्य ।
आत्मज्ञान आरामग्रह, किसन बावनी काव्य ॥१॥

हरिगीत

कीसन कविकी बावनीकी काव्य नीकी है अती ।
टीका किया हमने उसीका हमारी जैसी मति ॥
विद्वान–कवि मैं हों नहीं तो दोष मत देखीजिये ।
लेहू सुधारी बुद्ध लायक भूल माफी कीजिये ॥१॥

शंकरदान जेठीभाइ देथा चारण,
कवि–लींबडी स्टेट.



# *પ્રેમ પોકાર.

[ભક્ત-કવિ કેરશનદાસજી ઉર્ફે કેશ્નાજી છીપા કૃત]

### દોહા.

અગણિત સંત ઉધારિયા, તાર્યા ભગત તમામ;
અરજી હેક અનાથરી, સુણજો શ્રી ઘનશ્યામ. ૧

### છંદ મત્તગયંદ.

શ્રી ઘનશ્યામ સલામ ગુલામકી, બૂડત હે ભવસિન્ધુમેં બેરો,
તાર [૧]અબાર [૨]ઉવાર [૩]મો ત્રિકમ, નાથ વિના કુણ સમ્રથ નેરો;
શેષ મહેશ સુરેશકે સાહબ, વ્યાપક બ્રહ્મ વડામ વડેરો,
સંત અનંતકી સ્હાય કરી હરિ, મોહન યું પકરો કર મેરો. ૧
[૪]ટેરત હૂં કહોં [૫]સાન ન [૬]તોયકું, કાન ન માંડત ઔગણ કેરો;
દાસકું ત્રાસ પડે દુઃખ દારૂણ, સોઈ રહ્યો કહા સાંજ સવેરો;
મેં અબલિન મહાબલિ મોહન, શ્રીપત દીન હું આપકો [૭]ચેરો,
સંત અનંતકી સ્હાય કરી હરિ, મોહન યું પકરો કર મેરો. ૨

---

* વ્યવહારિક વિટંબણા—અન્ન ધન તંગીવાળો કોઇ પણ માણસ આ 'પ્રેમપોકાર' સ્તોત્રનો ખરા જીગર (પ્રેમ) થી હમેશાં પાઠ કરે તો તે વિટંબણા મુક્ત થાય છે, તેમ લોક કથન છે.

૧ આ વખતે. ૨ બચાવ. ૩ મને. ૪ ઉંચા અવાજથી સાદ કરૂંછું. ૫ ખબર. ૬ તને. ૭ ચાકર.

માંગત નાહિ કછુ મનમોહન, તાકત હૂઁ શરણાગત તેરો,
પ્રાણ રખો તો રખો પ્રભુ લાજપેં, લાજ રખો ન તો પિંજર લે રો;
ચૂક પડે તઉ હૂં લઘુ ચાકર, ગોવિંદ આપકો તોલ ઘનેરો,
સંત અનંતકી સ્હાય કરી હરિ, મોહન યું પકરો કર મેરો. ૩
મેં પકર્યો સબળો [1]પખ માવજી, છોડું નહિ નિજ અંબર [2]છેરો
ઠેલ મતી [3]મુરલોકકે ઠાકર, ઔર દિશા મન હોત અઁધેરો;
માર કે તાર તિહારિ હે મોટપ, દીનનકો [4]પદપંકજ ડેરો,
સંત અનંતકી સ્હાય કરી હરિ, મોહન યું પકરો કર મેરો.
મીરાઁકો ઝેર સુધા સમ માધવ, પાન કિયો નિજ [5]પાનિ પસારા
જો *કરમાં ધર [6]ખીચ જુહારતિ, કૌન સવાદસેં [7]જીંમત [8]કારા
તંદુલકી લવ તીન સદામકે, હીમકે દ્વાર પઠાય હજારા
મેરી પુકારસેં કાન ન માંડત, ઠાકર ઠીક હો ઠીક ઠગારા.
+છીપેકી છાપરી નીકિ છઈ, ભવ તારિકે શીશ ઉપારિકે ભારા,

---

૧ પક્ષ. ૨ છેડો. ૩ ત્રણ લોકના. ૪ ચરણકમલ.

૫ હાથ. ૬ ખીચડી. ૭ જમતા. ૮ ( કાળા ) કૃષ્ણ.

* " કરમાંબાઈ " નિત્ય સવારમાં વહેલા જાગી, ખીચડી રાંધી શ્ર જગન્નાથજીને થાળ ધરતાં અને શ્રી જગન્નાથજી પ્રભુ સાક્ષાત્ આવીને ખીચડી જમતા. હજી અત્યારે પણ શ્રી જગન્નાથજીમાં સૌથી પ્રથ કરમાંબાઈની ખીચડીનો ભોગ ધરાય છે.

+ છીપા " નામદેવજી " ભક્તને ઘેર એક દિવસ ઓચિંતા આ લાગી એટલે પોતે અગ્નિને પ્રભુનું સ્વરૂપ માની સપ્રેમ પગે લાગી, જે કાં

હોઈ હજામ ગયો નૃપકે ઘર, ‡સેન ખવાસકો કારજ સારા;
પાય [1]પિજારનિ [2]છાર લગાઈ કે, દિવ્ય કરી ઋષિ ગોતમ [3]દારા,
મેરી પુકારસે કાન ન માંડત, ઠાકર ઠીક હો ઠીક ઠગારા. ૬
[4]બેર કરી ન, કરી હરિ [5]વાહર, [6]પંછી [7]પ્રિયા તજી દોરત [8]પારા,
ગ્રાહકું માર [9]ઉવાર લિયો ગજ, સંત પુકાર કહે શ્રુતિ સારા;

---

સામાન બહાર પડયો હતો, તે તમામ અગ્નિમાં હોમી દીધો. પછી રાત્રે પ્રભુએ સાક્ષાત્ દર્શન આપી ભક્તને પૂછ્યું કે "નામદેવ ! શું તમે અગ્નિમાં પણ મારૂં સ્વરૂપ જુઓ છો ?" નામદેવજીએ જવાબ દીધો કે પ્રભુ ! આ ઘર આપનુંજ છે, તેમાં આપ વિના બીજો કોણ પ્રવેશ કરી શકે ? નામદેવનું ઉપરોક્ત કથન સાંભળી પ્રસન્ન થઈ પ્રભુ અદશ્ય થયા, અને તેજ રાત્રે પ્રભુએ આવીને પોતાને હાથે જેવું ને તેવુ ઘર ચાળી માળીને તૈયાર કરી દીધું. નામદેવજી ભકતનું જીવન વૃતાન્ત બહુજ ચમત્કારીક છે. દિલ્હીના બાદશાહ સિકંદર લોદી જેવા પણ નામદેવજી ભકતનો અજાયબ પ્રતાપ જોઈ પગમાં પડયા હતા.

‡ "સેન" (ચેન) ભકત જ્ઞાતે વાંયજા હતા. બાંધવગઢ ( બધેલખંડ ) ના રાજા " બીરસિંહ " ની નોકરી કરતા હતા. એક દિવસ સવારમાં જાગી પ્રભુની પૂજા કરી રાજાની હજુરમાં નોકરી બજાવવા જતા હતા, ત્યાં રસ્તામાં સાધુ મળ્યા, જેથી દંડવત્ કરી પોતાને ઘેર તેડી લાવી રસોઈ વિગેરેની સગવડમાં રોકાઈ ગયા. તે વખતે ભકતના બેલી શ્રી ભગવાન રામચંદ્રજીએ " સેન " ભકતનું રૂપ લઈ રાજાની નોકરી બજાવી લીધી હતી, તે કથા જગજાહેર છે.

૧ પગની મોજડીની. ૨ રજ. ૩ સ્ત્રી. ૪ વિલંબ. ૫ સહાય. ૬ ગરૂડજી, ૭ લક્ષ્મીજી. ૮ પાળા. ૯ બચાવી.

ભારતમેં [1]ખગ બાળ બચાવન, દાહ દિયો [2]હરિ ધંટ [3]ઉબારા,
મેરી પુકારસે કાન ન માંડત, ઠાકર ઠીક હો ઠીક ઠગારા. ૭

શાહ ત્રિલોકિશક ભયો ચાકર, પાય પલોટત પ્રેમ પગારા,
નાથ અલોકિક મોટી મેનાખત, લાજત નાહિ ન લાજ લગારા;
*મ્હેનેકી લાજસેં કાજ કિયે બહુ, આપરે હાથ સમંધિ સંગારા,
મેરી પુકારસેં કાન ન માંડત, ઠાકર ઠીક હો ઠીક ઠગારા. ૮

નેણ થકી નિજ પંથ નિહાળત, વેણ થકી કર [4]કૂક [5]વિથાસી,
ઢુંઢત હોં દશહુ દિશ ધાવત, ખોજ ન પાવત વેદ પ્રકાસી;
કૌન ઉપાય મિલો અબ કેશવ, હાય પ્રભુ જગમેં હુઈ હાંસી,
મો અબલીનકું ડાર ઉજારમેં, નંદકુમાર ગયો કિત નાશી. ૯

એક હરિ વિન કૌન હે ઉપર, આપસેં [6]ગોપ કહા અવિનાશી,
જાનત હો [7]સગરી વિધિ જાદવ, તોય પટાહુકો તોલ તપાસી;
મેં અકુલીન મલીન મતિહિન, તેરે અવાસમેં હોત નિરાશી,
મો અબલીનકું ડાર ઉજારમેં, નંદકુમાર ગયો કિત નાશી. ૧૦

માતકો ભ્રાત હણ્યો નિજ હાથસે, મારિ સગી અપની પ્રભુ માસી,
સોષત દૂધ લિયો [8]રત સોષિય, ધાવતહી ઉચરી મુખ ધાસી;
સો અપરાધ મિટાવન શ્રીપત, કર્વત લેન ગયો કહા કાશી,
મો અબલીનકું ડાર ઉજારમેં, નંદકુમાર ગયો કિત નાશી. ૧૧

---

૧ પક્ષી. ૨ હાથી. ૩ તે વખત. *નરસીંહ મહેતા.
૪ પોકાર. ૫ પીડા. ૬ ગુપ્ત. ૭ તમામ. ૮ રક્ત (લોહી)

સત્ય કહું અબ નાહિ સુહાવત, જૂઠ ન બોલું હું જો શિર જાશી,
રાજ વધુ ઝલતી રહી રાજૅદ, દિવ્ય કરી કુબરી નૃપ દાસી;
કુંકુમ પાવ ભયો કુલ મંડન, વેગ કરો હરિ વેદ નિવાશી,
મો અબલીનકું ડાર ઉજારમેં, નંદકુમાર ગયો કિત નાશી. ૧૨
[1]દાદુ પિંજાર મચ્છી હત [2]સજ્જન, ભાંડ [3]નાભો કિન કારન ભાવો,
સો [4]રઇદાસ ચમાર કહું પુનિ, વ્યાધ કીરાત કો વિપ્ર બતાવો;
કીરજ વ્યાસ અલોપ નિયાકર, નાથ જનો હિત અંબ નમાવો,
જો હમસે તુમ બાંહ ન ઝીલત, દીન દયાલકો છોડ દે દાવો. ૧૩
મેરી *કૃતિ ગિનો મતિ માધવ, જાદવ તેરી ભલાઈ જણાવો,
મેં હું પતીત પતીતન પાવન, પાપિકે પાપ ન આપ પણાવો;

૧ 'દાદુ' ભક્ત (જેના નામથી અત્યારે દાદુ પંથ ચાલે છે.) તે પીંજારા હતા. તેમનું જીવન ચમત્કારી અને ઘણું વિસ્તૃત છે. તે કબીર સાહેબના શિષ્ય હતા. ઘણા ક્ષમાવાન હોવાથી તેમનું "દાદુદયાળ" નામ પ્રસિદ્ધ છે.

(દાદુદયાળ કૃત) **દોહા.**

જાતિ ન દેખો સાધુકી, દેખો વિરતી જ્ઞાન;
મોલ કરો તલવાર કા, પડા રહન દો મ્યાન. ૧

૨ "સજ્જન" ભક્ત કસાઈ હતા, છતાં જીવ હિંસા કરતા નહિં. બીજા પાસેથી માંસ લાવી વેચીને પોતાનું ગુજરાન કરતા અને શ્વાસોશ્વાસ સપ્રેમ પ્રભુ સ્મરણ કરતા. તેમને અનાયાસે એક શાલિગ્રામ પથ્થર મળેલો તે વડે તેઓ માંસ તોળતાં તે શાલિગ્રામથીજ તેઓનાં જ્ઞાન ચક્ષુ ખૂલ્યાં. એક વખત શ્રી જગન્નાથજીની જાત્રાએ જતાં રસ્તામાં 'સજ્જન' ભક્ત માથે ખુનનો ખોટો આરોપ આવવાથી તેમનાં (હાથના) કાંડાં કાપી લીધાં છતાં પણ સદ્ભાવે શ્રી જગન્નાથજીની જાત્રાએ ગયા. જ્યારે મંદિરમાં જઈ પ્રભુદર્શન કર્યાં ત્યારે પ્રભુ કૃપાથી તેમના હાથ જેવા ને તેવા થઈ ગયા હતા.

૩ ને ૪–જુઓ પા. ૮૬ ના ટીપણમાં. * કરણી.

શાચાંય ભેટત, થેટત પિંડ દિયે ગુરૂ ઠાવો,
અનેક ન આખત, કો કશનાપર કાહુકો કાવો;
ાળકે ભાસણે, રંગ તજે જદિ મોચ રંડાવો,
બાંહ ન ઝીલત, દીન દયાલકો છોડ હે દાવો. ૧૫
તરૂપર શ્રીવર, વાહ સુ [૪]ગોડ જરૂર વઢાવો,

---

" ભક્ત ( જેણે ' ભક્તમાળ ' બનાવી તે ) ડોમ
ામ ) હતા. બાલ્યાવસ્થામાંજ તેમનાં માતા પિતા ગુજરી
ગ્ગામાં ઉછરેલા ત્યાં સાધુઓનું એંઠું-જુઠું ખાવાથી ને
ભક્તિ અને મહાન કાવ્યશક્તિ પામ્યા. તેમનું જીવન
. ( જુઓ ભક્તમાળ )

ભક્ત ચમાર હતા. તેમના પિતાનું નામ "રઘુ" અને માતાનું
" હતું. સ્થિતિ સુખી હતી. રૈદાસજી સાધુ સંતની સેવામાં
ા તે તેમનાં માતા પિતાને ગમ્યું નહિ, તેથી જુદા
ાતે જોડા શીવી પોતાનો નિર્વાહ કરતા ને સાધુ સંતની
ર સાહેબના સમકાલિન હતા, સારા કવિ હતા અને પરમ
જીવનચરિત્ર ઘણું વિસ્તૃત છે. ( જુઓ ભક્તમાળ )

## દોહા.

હીરા છાંડિકે, કરે આનકી આસ;
જમપુર જાહિંગે, સત ભાખે રૈદાસ. ૧

ાણિકા.) ૨ ઉંચા. ૩ ઝાડ ઉપર ૪ થડ.

કોન સહાય કરે કરૂણામય, આપ દયા કરી શાંતિ અણાવો;
કાગ જહાજ તજ્યો બળ કાહુ ન, યું સમજી હરિ આતુર આવો,
જો હમસેં તુમ બાંહ ન ઝીલત, દીન દયાલકો છોડ દે દાવો. ૧૬

જો તુમ દીન દયાલુ કહાવત, તો અબ દીન ભયો પ્રભુ દોરો,
નામ ગરીબ ગરીબ નિવાજન, મૂળ ગરીબ ગરીબ હે મોરો;
ભાગ્યાકો ભેરૂ બન્યો ભગવાન તું, ભાગી ગયો અબ જાનત ભોરો,
[1]કૂકત દાસ ભયો અતિ કાયર, બોલત કયું ન ભયો કહા [2]બોરો. ૧૭

વેદ પુરાણ મેદાન બતાવત, ઉંડ ધર્યો કહા [3]અંબર ઓરો,
મેં મિજમાન નહીં [4]ગૃહ માંગત, ગૂંથત હો હરિ કાયકું ગોરો;
શેર અનાજ દિયાં તુમ છૂટિહો, ધ્યાન વિલોકિકે જ્ઞાન ઢંઢોરો,
કૂકત દાસ ભયો અતિ કાયર, બોલત કયું ન ભયો કહા બોરો. ૧૮

શામ સુજાન અજાન ભયો અબ, ઔગુન હોય સો દાખિય ઓરો,
નંદ હણ્યો કે હણ્યો વસુદેવ જો, તો સત વાત અરી હુવ તોરો;
કોઠોં ધુવાવત નીકસે કાદવ, માન લિયો મનમોહન મોરો,
કૂકત દાસ ભયો અતિ કાયર, બોલત કયું ન ભયો કહા બોરો. ૧૯

આપકી લાજ રખો અપને હથ, ઠાકુર માન લિયો કહું થોરો,
જૂઠ ન ભાત અહીર કે જાનત, સુંદરિ કે હરિ [5]અંબર ચોરો;
નારિકે લાર ધરોઘર નાસત, ગોકુલ ગામમેં ઘાલત ઘોરો,
કૂકત દાસ ભયો અતિ કાયર, બોલત કયું ન ભયો કહા બોરો. ૨૦

---

૧ પોકાર કરી ૨ બહેરો ૩ આકાશ ૪ ઘર ૫ વસ્ત્ર.

પીડત પ્રાન મહા દુઃખ પાવત, જાનત હો તુમ અંતરજામી,
આપ વિના કરસી કુણ ઉપર, [1]શેર ભયા અરિ માંડત સામી;
દાઝત દાસ અસાગળ દાખત, વેગ કરો હરિ આળસ વામી,
અંતર હેક કુટુંબ ન ઉપર, નંદકિશોર પ્રિયં [2]ધણનામી. ૨

માત પિતા ગુરૂ બંધવ મોહન, ઔર ન ઠાકર એક અનામી,
ત્યાગ કરો મત દાસકું ત્રિકમ, ગોવિંદ પોરકી મેરી ગુલામી;
મેરો નિભાવ હે પાવ મનોહર, ચેતન રામકી પાવ સલામી,
અંતર હેક કુટુંબ ન ઉપર, નંદકિશોર પ્રિયં ધણનામી. ૩

આસુર સંત અનાથ ઉધારક, ગોવિંદ તારક [3]ગારૂડગામી,
ભીડપડ્યાં ભગતાં દુઃખ ભંજન, [4]ટેર સુણો સુખ દેણ તમામી;
ખોજ કરૂં તોય ચંચ ન ખૂંચત, હાય પુકાર રહી મન હામી,
અંતર હેક કુટુંબ ન ઉપર, નંદકિશોર પ્રિયં ધણનામી. ૪

કોરંભ મીન વરાહ પંચાનન, [5]છોટ [6]ફ્રસુધર શ્રી રઘુ સ્વામી,
કૃશ્ન બુધિ કલકી મનવંતર, વ્યાસ પ્રથુ હરિ હંસ નમામિ;
જગ્ય ઋખ્ખભ [7]તૂરીમુખ ધ્રૂવર, વૈદ ધનંતર બદ્રિ વિસામી,
દત્ત કપીલ ઋષિ સનકાદિક, નંદકિશોર પ્રિયં ધણનામી. ૫

---

૧ સિંહ. ૨ બહુનામી. ૩ ગરૂડગામી. ૪ સાદ. ૫ વામન. ૬ ફ્રરસુરામ
૭ હયગ્રીવ.

### છપ્પય.

ઘણનામી ગોપાલ, જગતપતિ અંતરજામી,
પઢત ન આવે પાર, અકલગત આપ અનામી;
જગત ચરાચર જીવ, ભરણ પોષણ બ્રદ ભારિ,
અડગ ખંભ અદભૂત, વિષમ દુઃખ હરન વિહારિ;
કરૂણાનિધાન સબ સુખ કરન, એક તુમારો આશરો,
કમલાનિવાસ કૃશનો કહે, દરિદ્ર નિવારો દાસરો. ૨૫

## પ્રેમ પોકાર સંપુર્ણ.

---

'પ્રેમ પોકાર' ના કર્તા

# કરશનદાસજીનું સંક્ષિપ્ત જીવન વૃતાંત.

કરશનદાસજી જોધપુર તાબે (જાલોર પ્રગણાના) ગામ "રામશેણના" રહીશ અને જ્ઞાતે છીપા (કપડાં છાપનાર–રંગનાર) હતા, પરંતુ પોતે દરજીનો ધંધો કરતા "જુવાદરા" ગામના રહીશ આશિયા ચારણ જીવણદાસજી પાસે કરશનદાસજીએ કાવ્ય વિદ્યાનો અભ્યાસ કર્યો હતો સ્થિતિ ગરીબ હોવા છતાં પૂર્વના સંસ્કારથી કરશનદાસજીનું જીવન બહુ પવિત્ર હતું. પોતાને આંગણે જે કોઇ સાધુ, ભિખારી, અતિથિ આવે તેનું સપ્રેમ સન્માન કરી યથાશક્તિ રોટલો આપતા. રાત્રે હંમેશાં ભજન ગાતા. "રામશેણના" ઠાકોર કાના પરમારને કરશનદાસજીના (સાધુ સમાગમ તથા ભજન ગાવાં તે) વર્તન પ્રત્યે ઈતરાજી થઇ, તેથી એક દિવસ કરશનદાસને બોલાવીને કહ્યું કે "કશના! ભગતડા! તૂં ભગતડાંને ભેગાં કરી ભજન ગવરાવી ભક્તિનો મિથ્યા ડોળ કરી લોકોને કામ ધંધો કરવા દેતો નથી, અને ગામને બગાડે છે; માટે મારૂં ગામ છોડી ચાલ્યો જા." ઠાકોરનો હુકમ સાંભળી, નીચે લખ્યો દોહો સંભળાવી, નમ્રતાથી સલામ કરી ઘરે આવીને તરતજ પોતાનાં સ્ત્રી છોકરાં લઇને કરશનદાસ રવાના થઇ ગયા.

## દોહો.

મહી ન ખાધી મેડકે, લોંચી નહીં લગાર,
"રામશેણ" રા ઠાકરા, ભગતાંરો કાંઇ ભાર. 1

'રામશેણથી' રવાના થઈ કરશનદાસજી ( શિરોહી તાબે ) વડદરા ગામે આવ્યા, વડદરાના જાગીરદાર ચારણોએ સન્માન કરી મકાન રહેવા આપ્યું, ત્યાં વડદરામાં પણ તેઓ કપડાં શીવી પોતાના કુટુમ્બનો નિર્વાહ કરતા અને સાધુ સંતની સેવા કરી સપ્રેમ ટુકડો દેતા. ધંધામાં કમાણી થોડી અને કુટુમ્બ બહોળું, તેમાં વળી સાધુ-ભિખારી જે કોઈ આવે તેને સપ્રેમ રોટલો દેવો, તેથી કોઈ કોઈ વખત કરશનદાસજીને ભૂખ્યા રહેવું પડતું. ચારણ જાગીરદારો કે બીજા કોઇ ગામના સારા શેઠીયા ખાનગી મદદ આપવા જતા તો પણ પોતે કોઈનું દાન લેતા નહિ. છેવટે સંવત ૧૯૫૬ના ભયંકર દુષ્કાળમાં પોતે સહકુટુમ્બ બે દિવસ ભૂખ્યા રહ્યા. પોતાનાં નાનાં બચ્ચાંને અન્ન વિના દુ:ખી થતાં જોઇ આ "પ્રેમ પોકાર" કાવ્ય બનાવી પ્રભુ પ્રત્યે અરજ-પ્રાર્થના કરી. ત્યારબાદ સાધુ સંતને ખૂબ રોટલો દીધો અને શાંતિથી ભક્તિમય જીવન ગુજાર્યું. કયાંથી પૈસા આવતા અને કેમ ખર્ચ ચલાવતા તે કોઇએ જાણ્યું નહીં. લોક કથન છે કે, કરશનદાસજીને હંમેશાં " અવતાર ચરિત્ર" ( ચોવીસ અવતારની લીલા-કથા ) વાંચવાનો નીયમ હતો. પ્રેમ પોકાર બનાવ્યા બાદ સવારમાં સ્નાન કરી અવતાર ચરિત્ર વાંચવા બેસતા ત્યારે પાનાં ફેરવતાં તેમાંથી હંમેશાં પોતાના ખર્ચ યોગ્ય રૂપીયા નીકળતા. કોઈ કહે છે કે હંમેશાં રૂ. સાત નીકળતા. શું સત્ય હશે તે પ્રભુ જાણે ! પરંતુ તેઓના કાવ્ય ઉપરથી જણાય છે કે તેઓ પ્રભુના સાચા પ્રેમીભક્ત હતા. કરશનદાસજીનો જન્મ સં. ૧૮૯૦ માં અને મૃત્યુ સં. ૧૯૫૮ ના આસો માસમાં થયું હતું. જ્યારે કરશનદાસજીનો દેહાંત થયો ત્યારે તેમનાં સ્ત્રી તથા માધવદાસ દિકરો તથા

દિકરાનાં વહુ તથા દિકરાનાં બે છોકરાં તેમજ એક દિકરી તથા જમાઈ ( દિકરીને પરણાવીને જમાઇ સાથે પોતાને ઘેરજ રાખી હતી. ) અને દિકરીનાં ત્રણ છોકરાં એમ કુલ ૧૦ માણસ હતાં. તે બધાં રોવા લાગ્યાં અને કહેવા લાગ્યાં કે બાપુ ! અમોને તમારાથી જુદું પડવું ગમતું નથી. જવાબમાં કરશનદાસજીએ કહ્યું : " ઠીક, ભલે થોડા દિવસ ખમી જાઓ, એક પખવાડીયામાં આપણે સર્વ પ્રભુના ધામમાં ભેગાં થશું. " કરશનદાસજીના કથન મુજબ એક પખવાડીયાની અંદર કરશનદાસજીનું તમામ કુટુમ્બ રામચરણ પામ્યું.

કરશનદાસજીના જીવનની હકીકત તથા " પ્રેમ પોકાર " અને "*કરૂણાષ્ટક" કાવ્ય તે વડદરા ગામના જાગીરદાર કવિરાજ વાઘદાનજી ખુશાલદાનજી પાસેથી મને પ્રાપ્ત થયેલું છે.

કવિરાજ વાઘદાનજી તા. ૨૩-૩-૪૦ ના રોજ લીંબડી આવેલા અને નેકનામદાર મર્હુમ મહારાણા શ્રી દૌલતસિંહજી લીંબડી નરેશ હજુરમાં (કથા ભુવનમાં ) તેઓને સલામ થયેલી, ત્યારે ના. શ્રી હજુરે ફરમાવેલું કે, " કાંઈ ઈશ્વર સ્તુતિનું કાવ્ય બોલો " ત્યારે તેઓ " પ્રેમ પોકાર " તથા " કરૂણાષ્ટક " બોલેલા. તે સાંભળી શ્રી હજુરે મને (શંકરદાનને) ફરમાવેલું કે " આ સ્તુતિ લખી લેજો, આપણે તે છપાવશું. " ત્યારે વાઘદાનજીએ કહેલું કે કરશનદાસજીની કરેલી પ્રભુ સ્તુતિની બીજી પણ ઘણી કાવ્ય છે, અને તે અમારી નજીકમાં " ફેદ્રાણી " ગામ છે ત્યાંના જાગીરદાર ચારણ પુરદાનજીના ઘરમાં છે. હું પુરદાનજીને ઘણી વખત કહું છું કે તે કવિતા મને આપો, પરંતુ તેઓ આપતા નથી. તે ઉપરથી ના. શ્રી હજુરે વાઘદાનજીને ફરમાવેલું કે પાંચ પચીશ રૂા. આપવાનું કહેજો અને જો આપે તો લાવજો. કાવ્ય ઉત્તમ છપાવા યોગ્ય છે, તેથી છપાવશું. પરંતુ તે કાવ્ય હજી સુધી પ્રાપ્ત થયેલ નથી.

---

* "કરૂણાષ્ટક" માટે જુઓ પાનું ૯૪

# શ્રી ચોવીશ અવતાર નામ.

| નંબર. | અવતાર નામ. | યુગ. | માસ. | *પક્ષ. | તિથી. | સમય. | જન્મ ભૂમિ. |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | મત્સ્ય | કૃત | અ | શુ | ૧૧ | પ્રાત | પુષ્પભદ્રા |
| ૨ | કચ્છપ | કૃત | આ | કૃ | ૩ | પ્રાત | સમુદ્ર |
| ૩ | વરાહ | કૃત | ભા | શુ | §૫ | મધ્યાહ્ન | હરિદ્વાર |
| ૪ | નૃસિંહ | કૃત | વૈ | શુ | ૧૪ | મધ્યાહ્ન | પંજાબ મુલતાન |
| ૫ | વામન | ત્રેતા | ભા | શુ | ૧૨ | મધ્યાહ્ન | પ્રયાગજી |
| ૬ | પરશુરામ | ત્રેતા | વૈ | શુ | ૩ | મધ્યાહ્ન | યમુનિયા ગ્રામ |
| ૭ | શ્રી રામ | ત્રેતા | ચૈ | શુ | ૯ | મધ્યાહ્ન | શ્રી અયોધ્યાજી |
| ૮ | શ્રી કૃષ્ણ | દ્વાપર | ભા | કૃ | ૮ | અર્ધ રાત્રિ | મથુરાજી |
| ૯ | બુદ્ધ | દ્વાપર | પૂ | શુ | ૭ | પ્રાત | ગયા (કીકટ) |
| ૧૦ | કલ્કિ | કલિ | ભા | શુ | ૩ | | સમ્ભલગ્રામ મુરાદાબાદ |

*આમાં પુનમીયા મહિના સમજવા.

§ગુજરાતી પંચાંગમાં ભાદરવા શુદી ૩ ની વરાહ જયંતી લખી છે, "ભક્તમાળ" માં ભાદરવા શુદી ૫ લખેલી છે.

## દોહા.

દો વનચર દો વારિચર, ચાર વિપ્ર દો રાઉ;<br>
તુલસી દશ યશ ગાઇકે, ભવસાગર તરિ જાઉ. ૧

| નંબર. | અવતાર નામ. | યુગ. | દેશ. | |
|---|---|---|---|---|
| ૧૧ | વ્યાસ | દ્વાપર | | |
| ૧૨ | પૃથુ | કૃત | શ્રી અયોધ્યા | |
| ૧૩ | હરિ | કૃત | ત્રિકૂટાચલ | |
| ૧૪ | હંસ | કૃત | બ્રહ્મલોક | |
| ૧૫ | મન્વન્તર (ચૌદ) | કૃત | બિઠૂર | |
| ૧૬ | યજ્ઞ (ઉરૂક્રમ) | કૃત | બદ્રી | |
| ૧૭ | ધ્રુવ વરદેન | કૃત | બિઠૂર | |
| ૧૮ | હયગ્રીવ | કૃત | કામરૂપ | |
| ૧૯ | ઋષભદેવ | કૃત | શ્રી અયોધ્યા | |
| ૨૦ | ધન્વન્તર | કૃત | સમુદ્ર | |
| ૨૧ | નર નારાયણ | કૃત | બદ્રિકાશ્રમ | |
| ૨૨ | દત્તાત્રેય | કૃત | ચિત્રકૂટ | |
| ૨૩ | કપિલદેવ | કૃત | વિન્દસરની સમીપ | |
| ૨૪ | સનકાદિ (ચાર) | કૃત | બ્રહ્મલોક | |

## સ્તુતિ—છપ્પય.

જય જય [1]મીન [2]વરાહ, [3]કમઠ [4]નરહરિ બલિ—[5]વામન,
[6]પરશુરામ [7]રઘુવીર, [8]કૃષ્ણ કીરતિ જગ પાવન;
[9]બુદ્ધ [10]કલકી [11]વ્યાસ, [12]પૃથૂ [13]હરિ [14]હંસ [15]મન્વન્તર,
[16]યજ્ઞ [17]ઋષભ [18]હયગ્રીવ, [19]ધ્રુવવરદૈન [20]ધન્વન્તર;
[21]બદ્રીપતિ [22]દત્ત [23]કપિલદેવ, [24]સનકાદિક કરુણા કરો,
ચોવીસ રૂપ લીલા રૂચિર, અગ્રદાસ ઉર પદ ધરો. ૧

કર્તા સાધુ અગ્રદાસજી.

---

## કરૂણાષ્ટક.

### [કવિ કરશનદાસજી છીપા કૃત]

### દોહા.

ભવ ભવ બન્ધણ ભંજીયા, કૃષ્ણ સુધારણ કાજ,
કરૂણાઅષ્ટક કહત હૂં, માનીજ્યો મહારાજ. ૧

### છંદ દુર્મિલા.

મૃગ બંદકો ફંદ મુકંદ કટયો, દુઃખ દ્વંદ હટયો વિષમાવનમેં,
ગ્રહિગ્રાહ પ્રચંડ સમંદ વિશાલ, ગજેન્દ્રકી ટેર સુણી છનમેં;
ધર ઉપર ધંટ ગયંદ ધર્યો, ખગ ઈંડ ઉધાર કર્યો બનમેં,
રઘુનંદ ગોવિંદ આનંદ ઘના, કૃશના ચિત ધારી રહો ઉનમેં. ૧

ભયભીત બની અબધૂત ભયંકર, સીત હરિ જ્યું અનીતનમેં;
લલકાર હંકારહી માર દશાનન, પ્રાણ લિયો અપનાપનમેં;
દશકંધકે ભ્રાત અનાથકું નાથ, સનાથ કિયો ગઢ લંકનમેં,
રઘુનંદ ગોવિંદ આનંદઘના, કૃશના ચિત ધારી રહો ઉનમેં. ૨

પટ ખેંચત નાર પુકાર કરી, અરિ ભાવ ભયો દરજોધનમેં,
હરિ હે હરિ! હો હરિ! હાય હરિ! તબ ક્યું ન મરી જનની તનમેં;
તિણબેર લગોર ન દેર કરી હરિ, અંબર શીશ ઓઢાવનમેં,
રઘુનંદ ગોવિંદ આનંદઘના, કૃશના ચિત ધારી રહો ઉનમેં. ૩

મતિમંદ સુરંદર અંધ ભયો, ગયો ગૌતમ ગે વ્યભિચારનમેં,
નિજ નારિકું લાર વિકાર કરી, ઋષિ શ્રાપ દિયો જીન કારનમેં;
રઘુરાય મિટાય ફિટાય સલા, તન પાર કરી પદ છારનમેં,
રઘુનંદ ગોવિંદ આનંદ ઘના, કૃશના ચિત ધારી રહો ઉનમેં. ૪

જળપુર નદી ભરપૂર જઠે તટ, રામ બેઠે ઉન નાવનમેં,
રઘુરાવકે પાવ ધુવાવ દિયા, હરિ પાર ભયા હરિકે ગુનમેં;
કુલ કોર કઠોર કઠોર મહા કર્મ, છૂટ ગયા પ્રભુ પાવનમેં,
રઘુનંદ ગોવિંદ આનંદઘના, કૃશના ચિત ધારી રહો ઉનમેં. ૫

ધ્રુવ બાલ કિશોરમેં છોરી સબે સુખ, રાઘવ કાજ રહ્યો બનમેં,
લઘુ વેશમેં નામ પ્રવેશ લિયો, ગુલતાન રહ્યો દુઃખકે દિનમેં;
મહારાજ નિવાજકે રાજ દિયો, થિર થાપ દીયો સુખકે થનમેં,
રઘુનંદ ગોવિંદ આનંદઘના, કૃશના ચિત ધારી રહો ઉનમેં. ૬

કરિ કોપ અરોપ અલોપ કરોં વ્રજ, મેઘ વિચાર કિયો મનમેં,
ઘન ગાજ અવાજ અગાજ ઘટા, ધર વ્યોમ ફૂટા વિકટાવનમેં;
નર નારિ પુકારત ધાર લિયો ગિરિ, ગોપ ગવાલ ઉવારનમેં,
રઘુનંદ ગોવિંદ આનંદઘના, કૃશના ચિત ધારી રહો ઉનમેં. ૭

કરતાર અપાર ઉધાર કરિ, નર નારિ તરે હરિકે ગુનમેં,
ગૃધ વ્યાધ અસિદ્ધકુ સાધ ગને, કુલ બાદ રહ્યો કિનહી કિનમેં;
કૃશના તૃષના સબ દૂર કરો, રસના ઉચરો છિન હો છિનમેં,
રઘુનંદ ગોવિંદ આનંદઘના, કૃશના ચિત ધારી રહો ઉનમેં. ૮

## દોહા.

કરૂણાઅષ્ટક જો કહે, રહે મગન મનમાંય,
ભગત વત્સલ ભગવંત હૈ, બૂડત પકડે બાંય. ૧



# શ્રી શામળા સ્મરણ માળા.

* કવિ આલા કમા કૃત.

સોરઠા.

સારદ ગણપત શેષ, સૂરજ [1]વિધુ સુર નર અસુર;
[2]અર્જ કરે આદેશ, (તને) [3]શિવ ઉરવાસી શામળા. ॥૧॥
[4]કોટિક લાજે [5]કામ, ભાળ્યે અંગ શોભા ભુવન;
સહુ દુનિયાંરા શામ, [6]સદકાં તોળાં શામળા. ॥૨॥
[7]પાવક [8]રવિ [9]શશિયર [10]પુરંદ, [11]પનગ ન પાવે પાર;
અનહદ અગમ અપાર, છે [12]મત [13]તોળી શામળા. ॥૩॥
હે મુખ એક હજાર, જીભૂં બેન હજાર જે;
તારા–પરમ [14]ગણાંરો પાર, શેષ ન પામે શામળા. ॥૪॥

---

* કવિ "આલા કમા" ધંધુકા જીલ્લાના ગામ સમઢીઆળાના રહીશ છે. સમઢીઆળાના ચારણ જાગીરદારોના તે માગણીયાત કવિ ( ન્યાતે માલચડીયા ) છે. તેમની ઉમ્મર અત્યારે ૮૫ વર્ષ આશરેની છે

૧ ચંદ્ર. ૨ બ્રહ્મા. ૩ મહાદેવજીના ઉરમાં નિવાસ કરવાવાળા. ૪ ક્રોડું. ૫ કામદેવ. ૬ દુખણાં–ઓળઘોળ થાઉં ૭ અગ્નિ. ૮ સૂર્ય. ૯ ચંદ્ર. ૧૦ ઇન્દ્ર. ૧૧ શેષ. ૧૨ ગતિ. ૧૩ તારી. ૧૪ ગુણનો.

રાઘવ કેશવ રામ, ધરણીધર ગિરિવરધરણ;
નકળંક ગોવિંદ નામ, શ્રીધર માધવ શામળા. ॥૫॥

[1]ક્રશણ જદૂપત કાન, મોરલીધર ત્રીકમ મુકઁદ;
વિશ્વંભર ભગવાન, છો ઘણનામી શામળા. ॥૬॥

કરૂણાકર કિરતાર, કોલ મચ્છ નરહર કમઠ;
ઇશાવર નામ અપાર, સુંદર [2]તાહળાં શામળા. ॥૭॥

કેશવ તો જેવા [3]કમણ, વહિયં [4]ખમિયાવાન;
ભગતાંનાં ભગવાન, તેં-સહિયાં મેણાં શામળા. ॥૮॥

દશ દિશ દિગપાળ દશ, પ્રથવી કોડ પચાસ;
[5]વિશન [6]તુહાળો વાસ, છે સઘળામેં શામળા. ॥૯॥

[7]ત્રેમંડ પંડ ત્રિભુવન વિષે, [8]અવનશ કરણ ઉજાસ;
વિશન તુહાળો વાસ, [9]સપત [10]પયાળે શામળા. ॥૧૦॥

ત્રેમંડથી ઉંચો વધૂ, ઉંડો પ્યાળથી આજ;
[11]મેર વડો મહારાજ, [12]સોડો ધરથી શામળા. ॥૧૧॥

પાણી થો પણ પાતળો, હળવો [13]વા શું હોય;
ઝીણો અણુંશું જોય, સબળ વડાંથો શામળા. ॥૧૨॥

---

૧ કૃષ્ણ. ૨ તારાં. ૩ દ્રોણ. ૪ ક્ષમાવાન. ૫ વિષ્ણુ. ૬ તારો. ૭ બ્રહ્માંડ. ૮ અહરનિશ (દિન રાત). ૯ સાત. ૧૦ પાતાળે. ૧૧ સુમેર. ૧૨ ચોડો ૧૩ પવનથી.

ગાયું ચારી નંદ ઘર, ગણાણો ગોવાળ;
[1]દઈ [2]ચોરેંન દયાળ, [3]સોર [4]ભણાણો શામળા. ॥૧૩॥

ગોવિંદ [5]તોવાળી ગતિ, છે અણકળ સમરાથ;
નોખા સઉના નાથ, [6]ચેરા મોરા શામળા ॥૧૪॥

ગઢપત રંક સરખા ગણુછ, [7]તોળે એવી ટેવ;
હવે–દયા કરવો દેવ, મૂં સેવક પર શામળા. ॥૧૫॥

પાણી વેતા પૂરસેં, રેવાય [8]કિં રઘુનાથ;
[9]હરજી ઝાલો હાથ, સામા આવી શામળા. ॥૧૬॥

[10]અલખી વખતે એક તું, વાલા [11]કરતલ [12]વાર;
[13]સલખામાં સંસાર, સૌ કોઇ [14]ભેરૂ શામળા. ॥૧૭॥

ત્રિવિધ દુઃખ [15]જમરાં તણો, [16]ભે [17]વસમો ભારાથ;
નરહર વૈકુંઠનાથ, ઈ–સંકટ [18]મેટો શામળા. ॥૧૮॥

ઉતર આપાશે નહિં, ગોતિશ જો [19]ગના;
વરસ ભજ્યા [20]વના, મેં–સઘળાં ખોયાં શામળા. ॥૧૯॥

જે ટાણે જમરાં તણો, તનને લાગે તાપ;
તેહિ–[21]બેલપ કરવા બાપ, તું–[22]સોંપે આવે શામળા.॥૨૦॥

---

૧ દહીં. ૨ ચોરીને. ૩ ચોર. ૪ કહેવાણો. ૫ તારી. ૬ ન્હેરા. ૭ તારે. ૮ કેમ. ૯ હરિ. ૧૦ કઠણ. ૧૧ કરનાર. ૧૨ સહાય. ૧૩ અનુકુળતામાં. ૧૪ સહાયક. ૧૫ યમરાજ. ૧૬ ભય. ૧૭ વિષમ. ૧૮ મટાડો. ૧૯ ગુન્હા. ૨૦ વિના. ૨૧ સહાય. ૨૨ જલદી.

[1]ભસતેં [2]લે જાનો ભલે, આવર [3]કરે [4]સમાસ;
નકે-વાલા દેજે વાસ, [5]સાધાં ભેળો શામળા. ॥૨૧॥

એકી જીભેથી અસંખ્ય, [6]તવીયે જસ [7]તામણો;
આ ફેરો અમાંગ્યા, સફળ કરજો શામળા. ॥૨૨॥

રાંકા કરતલ રાજવી, રાજા કરતલ રાંક;
અવળા હોવે આંક, એને-સવળા કર તું શામળા. ॥૨૩॥

તેં મેલી માયા તણી, ભૂલવણી ભગવાન;
તેથી-ધરાય [8]નનકે ધ્યાન, સનમુખ [9]તોળી શામળા. ॥૨૪॥

આડાં ઝાઝાં આવરણ, કામ મોહને કાળ;
એમાં-[10]ગણ તોળા ગોપાળ, સુઝવા દે નઈ શામળા. ॥૨૫॥

[11]વળૂંધી [12]બાધી [13]વસત, કરવા ઘરનાં કામ;
એમાં-નરહર તોળું નામ, [14]સરને નાવે શામળા. ॥૨૬॥

મોટપ લઇ બેઠો મલક, બળથી [15]બીડે બાથ;
પણ-હરજી તોળે હાથ, [16]છોટપ મોટપ શામળા. ॥૨૭॥

દોલત ધનના ડાબલા, હાથી ઘોડા હોય;
એમાંથી [17]એકોય, સાથે નાવે શામળા. ॥૨૮॥

---

૧ સ્વર્ગે ૨ લઇ ૩ કરીને. ૪ સમાવેશ. ૫ સાધુઓ. ૬ કથીએ ૭ તમારો. ૮ નહીં. ૯ તારી ૧૦ ગુણ. ૧૧ વળગી ગઈ. ૧૨ બધી. ૧૩ વિશ્વ. ૧૪ સ્મૃતિમાં. ૧૫ ભીડાને. ૧૬ છોટાપણું. ૧૭ એક પણ.

ત્રીકમજી બીજાં [1]તકે, કુડાં સઘળાં કામ;
નરહર તોણું નામ, સાચું એકજ શામળા. ॥૨૯॥

કપટ છળ [2]મેલેં કરેં, ગુપત પ્રગટ ગુણ ગાય;
તો–તાહળે શરણે [3]તાય, [4]સઠ અઠ તીરથ શામળા. ॥૩૦॥

ગોવિંદ અવનશ ગાય, હરષે ગણ તોળા હરિ;
તો–મળે વગડામાંય, [5]સધન [6]બોળાં શામળા. ॥૩૧॥

શામ પધારો આ [7]સમે, કૈક સુધારો કામ;
રડતૂં નથી રામ, શસતા રાખ્યે શામળા. ॥૩૨॥

તારણ ભવ [8]સો મન તણી, ટાળો બધીયે તાણ;
[9]નેચળ પદ નારાણ, સમપો ગિરધર શામળા. ॥૩૩॥

કોડયું [10]જન અવગણ કરે, પણ–તું નો ગણ્ય કરતાર;
વડાંને [11]વકાર, સુણિયા [12]નસેં શામળા. ॥૩૪॥

પાટુ તણો પ્રહાર. ક્રોધો ભ્રગુ ઋષિયે કર્યો;
પણ–[13]લાલન રીસ લગાર, તેં-સામી ન કરા શામળા. ॥૩૫॥

જગ [14]આધોય આ જે, તેને–પ્રભૂ તું પોષણ ભરણ;
[15]તોળી નજરેં તે, સૌ કોઇ જીવે શામળા. ॥૩૬॥

---

૧ તે વખતે. ૨ મેળી કરીને. ૩ તે. ૪ આઠ ને આઠ (૬૮ તીર્થ.)
૫ મીઠાં ભોજન. ૬ ઘણું. ૭ સમય. ૮ માતા ૯ નિશ્ચળ. ૧૦ ભક્તજન.
૧૧ વિકાર. ૧૨ નથી. ૧૩ શ્રી કૃષ્ણ ૧૪ તમામ લોક ૧૫ તારી.

હાલે નઇ જેમાં હરિ, અવરાંનો ઉપાય;
ઇ–[1]તમાણે વશ તાય, [2]સઘણુ વરસે શામળા. ॥૩૭॥

અકળગત તોરી [3]અલખ, કળે ન સમજે કોય;
[4]જગ નભ રહિયો જોય, સત આધારે શામળા. ॥૩૮॥

[5]આખાં તો સરખો અલખ, [6]નપટ ભલો કુંણ નાથ;
અને–અમૂં થૂં અનાથ, છે કુંણ બીજૂં શામળા. ॥૩૯॥

ખલસાં નીવાજ્યો પ્રભુ, નિરબળ જોઇને નાથ;
હરિ વભીષણ હાથ, તેં–સોંપી લંકા શામળા. ॥૪૦॥

રાવણને રાખ્યું નહિ, [7]કરતલ વાંહે કાણ;
અળવત એકે બાણ, શિર દશ છેદયાં શામળા. ॥૪૧॥

તોશું [8]વઢિયા તાય, ગઢપત કૈ [9]હારેં ગયા;
જેને–[10]સદ હૂતું [11]ભજમાંય, [12]સહસાંગજનું શામળા. ॥૪૨॥

દાનવ મોટા દેવતા, ભૂપત મનુષ [13]ભુયંગ;
તો સાસા [14]તરસંગ (કોઇ) [15]સમર નજીતે શામળા. ॥૪૩॥

[16]બ્રમંડ ચૌદેમાં [17]વડપ, ઘર નગર વન ગામ;
નરહર [18]તોળુ નામ, [19]સીંધેય [20]પ્રાઝું શામળા. ॥૪૪॥

---

૧ તમારે. ૨ વરસાદ. ૩ પ્રભુ. ૪ ભૂમિ આકાશ ૫ કહું. ૬ નિપટ (તમામ.) ૭ કરનાર ૮ લડયા. ૯ હારિ ૧૦ બળ હતું. ૧૧ ભુજામાં. ૧૨ હજારો હાથીનું. ૧૩ નાગ. ૧૪ મહા બળવાન. ૧૫ લડાઇ. ૧૬ બ્રહ્માંડ ૧૭ મોટાપણું. ૧૮ તારૂં. ૧૯ બધે. ૨૦ જાહેર અથવા મોટું.

દીધું તેં ધ્રુવદેવને, રામ અવિચળ રાજ;
ઇમ-અંમૂપર આજ, [1]સઢાળવા થાવ શામળા. ॥૪૫॥

મોહન થઇ [2]પરસન મને, વદન હવે વતાવ;
ઓ નંદ નંદન આવ, [3]સદન [4]અમાણે શામળા. ॥૪૬॥

કેશવ ગમે તે કરો, દયા કરો જગદીશ
ચરણે [5]તાહળે શીશ, સોંપી દીધું શામળા. ॥૪૭॥

તમે દયા તકાય, કેશવ જે ઉપર કરો;
તેને-જળતી અગન જરાય, સંતાપે નઇ શામળા. ॥૪૮॥

કેશવ પ્રેલાદ કારણે, થંભમે પ્રગટ થિયો;
હરણાકંશ હણિયો, સાવજ રૂપે શામળા. ॥૪૯॥

મછરૂપે [6]દાધસાંય, [7]કમળાની ગોતણ કરી;
લીધા વેદ [8]વચાય, [9]શંખચો મારી શામળા. ॥૫૦॥

દાનવ સઘળા દેવતા, [10]તટ દધ મળ્યા તમામ;
ત્યાં-રતન ચૌદે રામ, તેં-શોધી લીધાં શામળા. ॥૫૧॥

વીઠલ થઇ વારાહ, [11]હરણાચ્ચખ હાથે હણ્યો;
તેં ધર રાખી તાહ, [12]સકહ દાઢેં શામળા. ॥૫૨॥

---

૧ અનુકુળ. ૨ પ્રસન્ન. ૩ ઘર. ૪ અમારે. ૫ તારે. ૬ સમુદ્રમાં. ૭ લક્ષ્મીની. ૮ બચાવી. ૯ શંખાસુર. ૧૦ સમુદ્ર કિનારે. ૧૧ હિરણાક્ષ. ૧૨ સખત અથવા સજડ.

[1]તરિયા જાળંધર તણી, છળવા ધર્યું શરીર;
વૃન્દા શ્રાપે વીર, તું-શાળિગ્રામ થયો શામળા. ॥૫૩॥

તુલસી તન વૃન્દા તણું, કરિયું જાદવ કાન;
ભવોભવ ભગવાન, સંગે રાખી શામળા. ॥૫૪॥

રૂપે ફરશૂરામરે, વિપ્ર બણી બળવાન;
ઉતાર્યું અભિમાન, તેં-છત્રી કુળનું શામળા. ॥૫૫॥

તરત ઋષિ નારદ તણું, [2]મેટેવાકજ માન;
કુંવરી પરણ્યા કાન, શીલનીધિની શામળા. ॥૫૬॥

[3]તાતાં [4]હૂતાં તેલ, ઇ-ઠાકર પલમે ઠારિયાં;
ઉગાર્યો અલબેલ, તેં-સુધનવાને શામળા. ॥૫૭॥

બળતાં અગનીમાં બંને, નર [5]કસઠ ને નાર;
તે વખતે કિરતાર, તેં-સંભાળ લીધી શામળા. ॥૫૮॥

[6]મનડીનાં નીંભા મધ્યે, બળતાં રાખ્યાં બાળ;
[7]પ્રત રાખી ગોપાલ, તેં-શાવરીબાઇની શામળા. ॥૫૯॥

પ્રારાધીનાં પ્રાણ, હોલી [8]કજ લીધાં હરી;
બળવંત લાગ્યાં બાણ, સીંચાણાને શામળા. ॥૬૦॥

---

૧ ત્રિયા (સ્ત્રી). ૨ મટાડવા માટે ૩ ગરમ ૪ હતાં. ૫ કાચબો (કાચબો કાચબી.) ૬ બિલાડીનાં. ૭ પ્રીતિ અથવા લાજ. ૮ માટે.

ત્રીજે દી વનમાં તરત, [1]શાયબ લીધી શુધ,
દીધાં સાકર દૂધ, સિધ ગોરખને શામળા. ॥૬૧॥

વ્રજવાસીને વીઠલા, આપ્યાં સુખ અપાર;
ટેકયો ગિરિ કિરતાર,તેં–છપન [2]પોર લગ શામળા. ॥૬૨॥

વનરાવન ગોકુળ વિષે, [3]મંડી રેન [4]ખટમાસ;
રમ્યા નટવર રાસ, સહ ગોપી વિચ્ચ શામળા. ॥૬૩॥

મધ્ય કાળંદ્રી માંય, કૂદયો મોરલીધર કૃશન;
તેં વાદીનું ત્યાંય, સરૂપ લીધું શામળા. ॥૬૪॥

ત્રીકમ કાળંદ્રી તણાં, વીંધે જળ વિકરાળ;
પેઠો તૂં [5]પયાળ, શેષ [6]નાથેવા શામળા. ॥૬૫॥

જમનાજીનાં અકળ જળ, તેનો લીધો તાગ;
નાથ્યો કાળી નાગ, [7]છોટેવેષેં શામળા. ॥૬૬॥

તેં રાખી દ્રોપદિ તણી, વીઠલ લાજ વિશેષ;
હૂં રાખો [8]અલેખ, શરમ [9]અમાણી શામળા. ॥૬૭॥

તાજાં દરજોધન તણાં, પરહરિનેં પકવાન;
[10]કોડેં જમીયા કાન, શાક વિદુર ઘર શામળા. ॥૬૮॥

---

૧ પરમેશ્વર. ૨ પહોર (૫૬ પહોર–૭ દિવસ). ૩ માંડી અર્થાત્ કરી. ૪ ૭ મહિના. ૫ પાતાળ ૬ નાથવા માટે. ૭ નાની ઉમરમાં. ૮ પરમેશ્વર. ૯ અમારી. ૧૦ પ્રેમપૂર્વક.

જળતા પાંડવ જાણિયા;
અધ લાખાગ્રહ માંય, [2]શુધ લીધી તેં શામળા. ॥૬૯॥
તે [1]દન આવે તાંય, ભેરેં થ્યા ભગવાન;
[3]પણ રાખ્યું [4]વષમી પળેં, સજન [7]કસાયેં શામળા. ॥૭૦॥
[5]કાંઉ તપ [6]કરિયલ કાન, ખાંડણિયે લઇ ખાંડીયું;
ચેલૈયાનું શીશ, સગાળશાએ શામળા. ॥૭૧॥
જાણ્યો તોય જગદીશ, તેવી [10]વાલપ તાંય;
દાઓદર [8]ધણ [9]દાખવી, તેં સમાવી શામળા. ॥૭૨॥
મીરાંને અંગ માંય, [11]રાખેવા [12]કજેં;
તેં ઇસરની ટેક, કાયમ [14]સાંગરિયાને શામળા. ॥૭૩॥
ઉગાર્યો [13]આલેક, દીધાં અમૃત દાન;
[15]ઇસરની સુણતાં અરજ, [16]કરણ શામળા. ॥૭૪॥
કર્યો સજીવન કાન, સરવૈયો
એક હૂંડી અનૂપ;
મ્હેતે નરસી મોકલી, તેં-સામળશાનું શામળા. ॥૭૫॥
ત્યાં-રાઘવ ધરિયું રૂપ, એવાં કામ અતાગ;
કરિયાં ભગતાં કારણે, [17]માંડણને શામળા, ॥૭૬॥
તેં-પૈંડે બંધાવી, પાઘ, શિર

---

૧દિવસ ૨ સંભાળ. ૩ ટેક. ૪ વિષમ. ૫ શું. ૬ કરેલ. ૭ કસાઇએ. (સજનો કસાઇ) ૮ ધણી. ૯ દર્શાવી. ૧૦ પ્રીતિ. ૧૧ રાખવા. ૧૨ માટે. ૧૩ પરમેશ્વર. ૧૪ સાંગો ગોડ (રજપૂત) ૧૫ ચારણ ભકત ઇસરદાસજી. ૧૬ કરણ સરવૈયો ( અમરેલીના રાજાનો કુંવર ) ૧૭ માંડણ ભકત (દેગામના ચારણ)

ગોકળ મથુરાં ગોમતી, હરકાશી હરદ્વાર;
દેવ [1]તોળા દેદાર, ઇ-[2]સિંધાંય તીરથ શામળા. ॥૭૭॥

વાલા સાંભળ વીનતિ, ભલો થઈ ભગવાન;
કોને ભણિયે કાન, [3]સાંતલ વાતું શામળા. ॥૭૮॥

રાખો જે [4]વધ રામજી, તે [5]લજા [6]તમણી;
[7]એમેં કૈં [8]અમણી, શોભા ઘટે ન શામળા. ॥૭૯॥

ચિન્તા મેટો ચિત્તની, નરહર કરો નચિંત;
ગાઇયેં [9]તોળાં ગીત, સાંજ સવારે શામળા. ॥૮૦॥

[10]ઓઢણ [11]તાહળું ઓઢિયું, નિજ ત્રિલોકીનાથ;
[12]સોહાગણ [13]જીં સાથ, સદાય રાખો શામળા. ॥૮૧॥

પ્રીતાળુ મોરા પિયૂ, અલગ રહોમાં આજ;
મેં [14]તાહળો મહારાજ, [15]સૂડો પહેર્યો શામળા. ॥૮૨॥

ઘડિયે [16]નહ બોલ્યું ગમે, મને [17]કેનું મારાજ;
[18]અધકી [19]મોળે આજ, [20]સવાણ તમથી શામળા. ॥૮૩॥

[21]તાહળાં દ્રશન તાય, [22]કે દી નો દરશન કર્યાં,
તો-લોચન એ લેખાય, [23]શીખંડીજીં શામળા.॥ ૮૪॥

---

૧ તારા. ૨ બધાં. ૩ સંઘરેલ ગુપ્ત. ૪ વિધિ-રીતે. ૫ લાજ. ૬ તમારી. ૭ એમાં. ૮ અમારી. ૯ તારાં. ૧૦ ઓઢણું. ૧૧ તારૂં. ૧૨ સૌભાગ્યવંતી. ૧૩ જેમ. ૧૪ તારો. ૧૫ સુડો. ૧૬ નહિ. ૧૭ કોઈનું. ૧૮ ઘણી ૧૯ મારે. ૨૦ આનંદ. ૨૧ તારાં. ૨૨ કોઇ દિવસ. ૨૩ મોર પીંછાની આંખ જેવાં.

મોહન [1]રદિયામાંય, અધઘડીયે આવ્યો નહીં;
જનની તે જણતાંય, શરમાણી નંઈ શામળા. ॥૮૫॥

ટંકારવ ભજનાં તણો. સુણતાં નો સેવાય;
ઈ–સાનવ [2]શ્રવણાંમાંય, સીંસાં રેડ્યા શામળા. ॥૮૬॥

[3]કામણ્ય સુતી કંથ વણ, નદિ સુની [4]વણ નીર;
ઈ–વણ જપિયાં રઘુવીર, સુની [5]રસણા શામળા. ॥૮૭॥

[6]કેતા દન પૂજન કરે, [7]નત ગંગાજળ નાય;
પણ–મૂરખના મનમાંય, સુખદુઃખ મટે ન શામળા. ॥૮૮॥

વણ થીયે વેરાગ, નિજ પદ દરસાયે નંઈ;
નજરે આવે નાગ, [8]સીંદરિયાંમેં શામળા. ॥૮૯॥

વીઠલ આતમજ્ઞાન વણ, [9]થર મન [10]નનકે થાય;
ભ્રમણાથી [11]ભાળાય, સીપે રૂપું શામળા. ॥૯૦॥

તાપેં આ કળજગ તણે, આતમ દાગે આજ;
મેલો હવ મહારાજ, [12]શીરૂં ટાઢી શામળા. ॥૯૧॥

[13]ત્રીખત [14]હવ ટાળો, [15]પ્રીખત જી [16]પદમાપતી;
પરમેશર પાળો, સવાલ અમાણો શામળા. ॥૯૨॥

---

૧ હ્રદયમાં ૨ શ્રવણોમાં (કાનોમાં.) ૩ કામિની (સ્ત્રી.) ૪ વિના. ૫ જીભ. ૬ ઘણા ૭ નિત્ય–હંમેશાં. ૮ સીંદરીમાં (દોરડામાં). ૯ સ્થિર. ૧૦ નહિ. ૧૧ દેખાય. ૧૨ લ્હેરૂં. ૧૩ ત્રિતાપ. ૧૪ હવે. ૧૫ પરિક્ષિત રાજા. ૧૬ લક્ષ્મિપતિ.

અમૂં [1]ઈ તારો અલખ, મધ ભવસાગરમાંય;
તાર્યા પથર તકાય, [2]સમદર ઉપર શામળા. ॥૯૩॥

મેટો દુઃખના [3]માળ, ભેટો હવ પોખણ ભરણ;
પૂરો [4]ગો દ્વિજપાળ, શોખ અમાણો શામળા. ॥૯૪॥

અરજ [5]અમાણી આજ, ધર કાને ત્રિભુવન ધણી;
મૂંઝવ્યમાં મારાજ, [6]સાબડ [7]આણે શામળા ॥૯૫॥

કો સામી [8]દોભત કરાન, તેં ન કરી કિરતાર;
આપે બિરદ ઉદાર, તારે–સમદરશીનું શામળા. ॥૯૬॥

[9]વાંચેં વારમવાર, [10]દુબળ્ય કેતિક [11]દાખિયેં;
તૂં જાણસ કિરતાર, સો સો વાતું શામળા. ॥૯૭॥

યાદ કરૂં છું આપને, નકળંક ગોપીનાથ;
સામા મં સમરાથ, સાદ દિયો ઝટ શામળા. ॥૯૮॥

ત્રીકમ [12]અળ [13]આધી તણું, ધરમ રાખણ ધીર;
વેગેં સુણ બળવીર, સાદ [14]અમાણો શામળા. ॥૯૯॥

---

૧ એમ. ૨ સમુદ્ર. ૩ સમુહ. ૪ ગો બ્રાહ્મણ પ્રતિપાળ. ૫ અમારી. ૬ લાગમાં (સકંચામાં) ૭ લાવીને. ૮ બીજાપણું (જુદાઈ). ૯ કથાને. ૧૦ ગરીબી ૧૧ કહીયેં. ૧૨ પૃથ્વી. ૧૩ અધી. ૧૪ અમારો.

ત્રીકમ પરમારથ તણો, તૂં બેલી કિરતાર;
સગો સૌ સંસાર. છે સ્વારથનો શામળા. ॥૧૦૦॥

કરૂણાકર [1]ભાંજણકશટ, આવો આપોઆપ;
[2]સેટો હવ સાબાપ, [3]શોસ રૂદાનો શામળા. ॥૧૦૧॥

નર દેહે થાશે નઈ, અમાણો [4]ઓધાર;
કરણી જોઈશ કિરતાર, જો–સારી [5]નરશી શામળા. ॥૧૦૨॥

ગોપીવર મારા [6]ગના, બધા કર [7]બખશીસ;
જાણું તો જગદીશ, [8]શીલપ તોળી શામળા. ॥૧૦૩॥

[9]તોદશ અમે તાકીયે, જેમ–[10]મે' દશ તાકે મોર;
ચુકે ન ધ્યાન ચકોર, જીં [11]શશિયરનું શામળા.॥૧૦૪॥

નરહર તોળા નામનો, ભારી લીધો ભેખ;
અંતવેળા [12]અલેખ, તૂં સુધારે શામળા. ॥૧૦૫॥

ઈશવર[13]તો વાળો અમે, પૂરણ ગણિયે [14]પાડ;
આ [15]દલનાં ઉઘાડ, [16]સાચવણાં જો શામળા ॥૧૦૬॥

---

૧ કષ્ટ ભંજન. ૨ મટાડો. ૩ શોચ. ૪ ઉધ્ધાર. ૫ ખરાબ ૬ ગુન્હા.
૭ બક્ષીસ. ૮ સુશીલતા. ૯ તારી તરફ.. ૧૦ વરસાદ. ૧૧ ચંદ્રનું.
૧૨ પરમેશ્વર. ૧૩ તારો. ૧૪ ઉપકાર. ૧૫ દિલનાં. ૧૬ તાળાં.

*અંધારૂં ટાળો [1]અલખ, [2]ભાલપ દાખો ભૂપ;
[3]રદિયા [4]ભીતર રૂપ, સૂઝે [5]તાહળું શામળા. ॥૧૦૭॥

શંખ ચક્ર સમરાથ, પદમ ગદા [6]પટ [7]પીત ધર;
[8]નરખોં દીનાનાથ, [9]સૂરત [10]તોળી શામળા ॥૧૦૮॥

કરમાંબાઈએ કાન, ખાવા આપેલ [11]ખીસડી;
[12]ઓળો થા મેમાન, તો–શેવ [13]જમાડાં શામળા ॥૧૦૯॥

ફળપ્રાપ્તિ દોહા.

શામળિયા ઘનશ્યામની, સ્મરણા માળા એહ;
પઢશે નિત તે પામશે, સુખ સમૃદ્ધિ અછેહ. ॥૧॥



કવિ આલા કસા કૃત.

શ્રી શામળા સ્મરણ માળા સમાપ્ત.

---

*અજ્ઞાન અંધારૂં. ૧ પરમેશ્વર. ૨ ભલાઈ, ૩ હૃદય ૪ અંદર ૫ તારૂં. ૬ વસ્ત્ર ૭ પીળું (પીત અંબર પહેરેલ). ૮ દેખું ૯ ચ્હેરો (શોભા ભરેલી મુખાકૃતિ) ૧૦ તારી ૧૧ ખીચડી ૧૨ સારો ૧૩ જમાડું.

## શામળાના સોરઠા.

( ગઢડા દરબાર શ્રી દાદા ખાચર નાજા ખાચર કૃત.)

### સોરઠા.

તેં કીધાં [1]વસુદે તણા, પુતનાનાં પયપાન;
ત્યાં-ભૂલી ગ્યો ભગવાન, સમઁધ સાશીનો શામળા.॥૧॥

તું મથુરાં જઇ [2]માલિયો, કેતાય વૈભવ કાન;
ત્યાં-ભૂલી ગ્યો ભગવાન, સ્નેહી ગોકળ શામળા. ॥૨॥

[3]પદમણ્ય રાધા પરહરી, કુબજા વશ થ્યો કાન;
ત્યાં-ભૂલી ગ્યો ભગવાન, સમજણ બાધી શામળા. ॥૩॥

મામો સગો મારવો, [4]કેદી ઘટે ન કાન;
ત્યાં-ભૂલી ગ્યો ભગવાન, સમઁધ મામાનો શામળા. ॥૪॥

[5]પારથ ને ભિષમપિતા, જૂટા બે જબરાણ;
ત્યાં-ભૂલી ગ્યો ભગવાન, સત [6]નિજ વચન શામળા. ॥૫॥

હવે-મારા ગુના માધવા, જા ભૂલી જદુરાણ;
તો-ભૂલકણો ભગવાન, સાચો માનું શામળા. ॥૬॥



૧ વસુદેવ. ૨ માણ્યો. ૩ પદમણી. ૪ કોઇ દિવસ. ૫ અર્જુન.
૬ પોતાનું વચન.

# પંખી પુરાણ.

## ( કેશરાજી રાઠોડ કૃત. )

---

છપ્પય ( પંખીઓનું કથન. )

એક પંખી બોલિયો, કાંઇ કરરે ઉદ્યમ કર,
એક પંખી બોલિયો, સબે પરહર હર સમ્સર,
એક પંખી બોલિયો, કપટ છળ દ્રોહ કરીજે,
એક પંખી બોલિયો, ચૂણ નિરદોષ ચુગીજે,
એકહી એક [1]આળોચ કર, એક એક દિશ ઉડિયા;
ભાવી કરમ્મ ભેળા મળી, ગામ ગામ [2]જૂ જૂ ગયા. ॥૧॥

---

૧ વિવેચન. ૨ જુદા જુદા.

## કર્મ પ્રમાણે ફળ પ્રાપ્તિ—છપ્પય.

હંસે હર સમરિયો, [1]ભ્રખ્ખ લાધો [2]મોતાહળ,
બાજે ઉદ્યમ કિયો, દિવસ ત્રીજે પાયો પળ,
કાગે કરિયો કપટ, ભ્રખ્ખ જિણ હીણો [3]લદ્ધો,
પારેવે નિરદોષ ચૂણ, ઘર પડિયો [4]ખદ્ધો,
બાજને પકડ [5]કલફાં જડી, કાગ માર [6]વૃખ બાંધિયો;
'કેશરા' હંસ પારેવને, [7]સર કેણે નહ સંધિયો. ॥૨॥

---

## કવિ વચન—કુંડળિયા.

'કેશર' ઊઠ ભજન્ન કર, [8]સુબહ હુવા મત સોય,
જિણે[9]સવેળા જોતિયા, જયાંરા [10]કરસણ જોય,
જયાંરા કરસણ જોય, ફળે બહુ ફાલિયા,
કાળ [11]રણાઈ ટાળ, પહેલાં [12]પાલિયા,
દીસે આદરભાવ, ઘણો [13]દરબારમેં;
સો નર સરજ્યા આજ, ભલે સંસારમેં. ॥૩॥

---

૧ ભક્ષ. ૨ મોતી. ૩ લાધ્યો (જડયો) ૪ ખાધો. ૫ શિકારીબાજની આંખો ઉપરે બંધાય છે. ૬ વૃક્ષ. ૭ બાણ. ૮ સવાર. ૯ વહેલાં ૧૦ અન્ન પાક (મોલ) ૧૧ ભય. ૧૨ પા લિયા—પ્રાપ્ત કરલીયા અર્થાત વહેલી નીપજ આવી. ૧૩ રાજદરબાર તથા પ્રભુ દરબાર.

## કૂકડો.

કયૂં કરલ્યો રે કૂકડા! બડી [1]ફજરકી [2]બાર,
ચેત અચેતા માનવી! કયોં ન ભજે કિરતાર,
કયોં ન ભજે કિરતાર, ભજનકી આ ઘડી,
દિન દિન ખૂટે [3]આય, [4]વિહાણી [5]રત્તડી,
ચલણો આજ કે કાલ, [6]પયાણો ઢૂકડો;
'કેશર' હર ચિંતાર, કહે ઇમ કૂકડો. ॥૪॥

---

## હોલો.

કોકો હોલો કથત હે, કોકો ભજન કરંત,
ભજિયા સો ભૂપાલ [7]ભા, (બીજા) ભમતા પેટ ભરંત,
ભમતા પેટ ભરંત, ભરૂંસો કરલે ભારી,
મનવા! ભજરે રામ, ઉમર વીતે હે સારી,
ખરી ચોરાશી આગ, ઉગરશે ખોલડો;
'કેશર' હર [8]ચિંતાર, કહે ઇમ હોલડો. ॥૫॥

---

૧ સંવાર. ૨ વખત. ૩ આયુષ્ય. ૪ વ્યતીત થઇ. ૫ રાત્રી. ૬ પ્રયાણ. ૭ થયા. ૮ ધ્યાન–સ્મરણ કર.

## મોર.

ગડાં પહાડાં ઉપરે, મધુરા બોલે મોર,
આતમ થાને આવશી, ચાવે ભાલે ચોર,
ચાવે ભાલે ચોર, ચડયે નહ ચાંપડે,
[1]અલલ અલલ અસવાર, નકો કોઈ આંપડે,
પાકો કાચો પાન, ગણે નહ પોરિયો;
'કેશર' હર ચિંતાર, કહે ઈમ મોરિયો. ॥૬॥

---

## ચીબરી.

ડાળે બેઠી ચીબરી, બોલે ચરચર બોલ,
ઓ પ્રાણી ! આ [2]સાનખો, મળે ન સૂંઘે મોલ,
મળે ન સૂંઘે મોલ, રૂપૈયે રોકડે,
થીર રહે નહિ કોય, જીવ છોટે બડે,
સાંચા કીધી વાત, નક્કી નસીબરી;
'કેશર' હર ચિંતાર, કહે ઈમ ચીબરી. ॥૭॥

---

૧ મસ્ત વછેરાઘોડો અને મસ્ત જુવાન સવાર. ૨ મનુષ્યાવતાર.

## કૂંઝડી.

કરોં કરોં કે' કૂંઝડી, પંથ શર કરે પુકાર,
કાયા માયા કૂડસેં, સબ ભૂલ્યો સંસાર,
સબ ભૂલ્યો સંસાર, જોઇ બાજી આડંબર,
જળ સુધી [1]ખણુ જમી, [2]નીમ [3]ગાડે ઉંડે [4]ધર,
ઉભા મેલ અવાસ જાય ઓચીંતા જમ ઘર,
હોઈ હથ્થ પરહથ્થ, [5]છાર હોવે લોટે ખર,
કરતાર સમર આળસ મકર, જકે મોત શિર પર ખડી;
'કેશરો' કહે તિણ કારણે, કરો[6]'કરો કે' કૂંઝડી. ॥૮॥

---

## વડવાંગળ.

વાંગળ મુખ ઉંધા વડાં, નીચે શર નિરખંત,
મો માયા ધરમેં રહી, કો ખણ કાઢ લિયંત,
કો ખણ કાઢ લિયંત, જિહી કારણ ઘર જોવું,
દિને કરૂં બહુ દુઃખ, સુખે નહ રાતે સોવું,

---

૧ ખોદી. ૨ પાયો. (મકાનનો) ૩ દાટે. ૪ પૃથ્વી. ૫ રાખ. ૬ કરો અર્થાત્ ભજન કરો.

નાં ખાયો ખરચિયો, લેઈ ઘરમાંય [1]લુકાયો,
મનષ જઁમારો આય, યૂંય જગ વ્યર્થ ગઁવાયો,
(તો) સુવાં પ્હેલાં ધન માણજો, ખાજો દેજો નર ખડાં;
'કેસરો' કહે તિણ કારણે, વાંગળ મુખ ઉંધા વડાં. ૯

---

## બુલબુલ.

બલબલ તૂં બપ્પડી, બેઠી [2]મૉર ફુલાય,
લાર સિંચાણા લાગીયા, અબ કયાં ભાગી જાય,
અબ કયાં ભાગી જાય, કાળ ઘડીયાં ચડી આઇ,
થોડા જીવન કાજ, પિયુકો પીઠ બતાઈ,
જમરાજ તણા ન કિયા જતન, [3]ખરસે ચડ બેઠી ખડી,
'કેશરા' હરિ ભજ્યા વિના, બલ બલ તૂં બપ્પડી. ૧૦

---

## સુવા-તોતા.

છાતી ઉપર [4]સૂવટા! સુણજે વાત વિવેક,
બીજા સૂવા સુખ કરે, તૂં પકડાણો હેક,

---

૧ છુપાવ્યો. ૨ પીઠ. ૩ લાકડાનું ઠૂંઠું અથવા સૂકા ઝાડનું ઠૂંઠું.
૪ પોપટ.

તૂં પકડાણો હેક, કમાઈ કારણે,
ધણી દિયો વિસાર, નિજે નિજ ધારણે,
હરિ કરે સો હોય, હવેં કયું [1]હીંજરે;
પંહેલા ભવ રે પાપ, જડાણો પીંજરે. ૧૧

---

## કાંકણિયાર.

'કેશર' આધીરાતરી, કરલી કાંકણિયાર,
ઓ પ્રાણી ! મૂરખ પશુ, એક અલેખ ઉચાર,
એક અલેખ ઉચાર, ઉણીકો આશરો,
મત કર ગાઢ ગુમાન, ભરૂંસો [2]સાસરો,
ઇણ ધર ઉપર જોય, [3]કેતાયે વે ગયા;
[4]રદ્ધૂ બણાવી રાજ, અમર કોઈ નાં ર'યા. ૧૨

---

## કોયલ.

કોયલ કરે ટહૂકડો, જગ સાંભળજો જોય,
ધર ઉપર અવિચળ ધણી, કેશર રહ્યા ન કોય,

---

૧ નિસાસા નાખે છે. ૨ શ્વાસનો. ૩ કેટલાએક. ૪ રિદ્ધિવંતા.

કેશર રહ્યા ન કોઈ, [1]વેણુ સરખા વોળાયા,
[2]પ્રથ વિક્રમ [3]કણ ભોજ, ખત્રી કઈ ડાકણ ખાયા,
[4]હ્યાં થિર નહિ કોઈ અવશ, કથે [5]પચાણો હૂકડો;
'કેશરો' કહે જિણ કારણે, કોયલ કરે ટહૂકડો. ૧૩

---

## લેલાં.

લેલાં [6]બેફારે લવે, કોઈ સંભારો [7]કંત,
સો વરસાં લગ જીવણો, તોયે મરણો અંત,
તોયે મરણો અંત, ચૂંચ પણ લેલાં આખે,
કુળમેં અશો ન કોય, બાંહ ગ્રહિ પકડી રાખે;
જમરાજ જીવ લેશી જદી, આડા કોઈ ન આવશી;
'કેશરા' હરિ ભજીયા વિના, જનમ [8]અકયારથ જાવશે

---

## લોંકડી.

કર જોડી લૂંકડ કહે, સાંભળજો સહુ કોય,
કરગળ મેં રોતે કરાં, હર ભજીયાં સુખ હોય,

---

૧ વેણુ રાજા. ૨ ભરત રાજા (જેના નામથી ભરતખંડ કહેવાય છે ૩ રાજા કરણ. ૪ અહીં. ૫ અયાણ. ૬ બે પહોરે (બપોરે). ૭ ધણ (જગતનો ધણી) ૮ વૃથા.

હર ભજ્યાં સુખ હોય, જનમ નહ હારિયે,
સાંચા હંદો નામ, સવેગ સંભારિયે,
ઢમકે વાગે ઢોલ, કે [1]વાહર ઢૂકડી;
'કેશર' હર ચિંતાર, કહે ઇમ લૂંકડી. ૧૫

---

## કૂતરો.

ક્યોં ભસિયો રે કૂતરા! બેઠો [2]ફળસા બા'ર,
ખેલા ભવરા પાપ તૂં, ચિત માંહિ ચિત્તાર,
ચિત માંહિ ચિત્તાર, કસાઈ આપરી,
જપિયા આળ પંપાળ; ન કે હરિ જાપરી,
[3]ખોસે ખાધો માલ, ઘણોયે [4]ધૂતરો;
'કેશર' સાચા કીધ, કરમ ફળ કૂતરો. ૧૬

---

૧ વાર (જમતી સવારી) ૨ ફળિયા. ૩ પરાણે પડાવી લઇ ૪ ઠગાઈ કરીને.

## શિયાળ.

'કેશર' કુબુધ કમાણસાં, [1]જંબુકકી ગત જોય,
પહોરે પહોરે [2]રેણરે, દિયે ટહુકા દોય,
દિયે ટહુકા દોય, ગળંતી [3]રત્તિયાં,
ભજ્યા નહિ ભગવાન, કરે મન ખત્તિયાં,
બેઠા તાકે બ્રહ્મ, [4]બિયારે બારણે;
શૉયા કિયા શિયાળ, કમાઈ કારણે. ૧૭

---

## દેડકો.

ડરૂં ડરૂં કહે ડેડરો, જળમાં કરે પુકાર,
જિણ વુઠાં જીવે જગત, હર વરસાવણહાર,
હર વરસાવણહાર, વીશ વસવા વરસાવે,
પ્રજા-રાજ રે પાપ, ઈન્દ્ર કેદિક નહ આવે,
કરમી જદ નિજ કૂળ, દયાળુ દીન નિભાવે,
[5]સખી સંત દાતાર, જીવ સહ કોઇ જીવાવે,
મતિહિણ પુરૂષ ડૂબી મરે, પૂંછજ ગ્રાયે [6]ભોડરો;
'કેશરો' કહે જિણ કારણે, ડરૂં ડરૂં કહે [7]ડેડરો. ૧૮

---

૧ શિયાળના, ૨ રાત્રિને. ૩ રાત્રિ. ૪ બીજાને. ૫ સખાવતી
૬ ગાડરનો. ૭ દેડકો.

## મીનડી.

માળા ફેરે [1]મીનકી છાપાં તિલક શરીર,
કિય કાંકણ કેદારરા, નાવે ગંગા નીર,
નાવે ગંગા નીર, જગતને મોહ જણાવે,
મનમે રહે સલીન, ગાંઠકો ભરમ ગમાવે,
કહે 'કેશર' [2]કરતૂત, ઉંદરા [3]સોજે [4]આળા,
છાપાં તિલક શરીર, મીનકી ફેરે માળા. ॥૧૯॥

---

## ચીતરો.

ચલે શિકારે ચીતરો, રચે સંતકો રૂપ,
[5]ઓળા ટીલા અંગપર, કકરસ ભર્યો કરૂપ,
કકરસ ભર્યો કરૂપ, નમન દે જમી [6]નિયારે,
લગે ફલંગા લાર, અગગને છાના મારે,
કહે 'કેશર' કરતૂત, વડો મન ભયો વકારે;
રચે સંતકો રૂપ, ચીતરો ચલે શિકારે. ॥૨૦॥

---

૧. બિલાડી ૨ કરણી. ૩ ગોતે. ૪ ઓળા (ઘણા) અથવા ઉંદરના રેણાક સ્થાન. ૫ ઘણા. ૬ દેખે.

## સિંહ.

સિંહ [૧]ગરબ્બે બોલિયો, જગ [૨]મોસમ નહિ કોય,
[૩]હાથળસૂં [૪]ગેમર હણોં, સબળ [૫]વરાહાં સોય,
સબળ વરાહાં સોય, મરડ સબહીકું મારોં,
જો અધિકો બળ કરૂં, સકળ જગ જીવ સઁહારોં,
ગોવિંદ ગરવ અહારિ, ગરવ ગોવિંદ [૬]નસાયો,
[૭]લઘુ જેસો લૂંકડો, વડો હેક અજબ [૮]વણાયો,
[૯]પરો દેખિ કંપિયો, [૧૦]ભુયણ મેલી સિંહ ભગ્ગો,
પૂંઠે સહ પરિવાર, લૂંકડો [૧૧]લારે લગ્ગો,
જીવતો પકડ મોરાં જકડ, કાળજ બારો કાઢિયો,
'કેશરા' ગરવ કીજ્યો [૧૨]મતિ, સિંહ ગરબ્બે બોલિયો ॥૨૧॥

---

૧ ગર્વાંધ થઇને. ૨ મારા સમાન. ૩ હાથથી. ૪ હાથી ૫ ફાટેલો ડુક્કર (વારાયત) ૬ નાશ કર્યો. ૭ નાનો સરખો. ૮ બનાવ્યો. ૯ છેટો. (દૂરથી) ૧૦ ભૂમી અથવા સિંહને રહેવાનું સ્થાન. ૧૧ પછવાડે. ૧૨ નહીં.

# કવિ વચન.

[1]પંડર પળી [2]પળક્ક્યિા, [3]સહી ભળકિયા [4]સેલ,
[5]જમવાહર દીસે જબર, માળા [6]ખડગ સમેલ,
માળા ખડગ સમેલ, કાઢય [7]કેવાણ ભજન કર,
સઁત સેવા ઉપકાર, [8]ઉપર કરશે આડાફર,
'કેશરા' ભીડ ભાગાં કટક, સબહી [9]સાથ [10]સળક્કિયા;
જમવાર સેલ જાણયે સહી, પંડર પળી પળક્કિયા; ૨૨

---

'કેશર' કરણી અકરણી, જાણય [11]તસી ફળપત્ત,
બીજ અસોહી કરસણો, [12]આરતિયાંહી [13]દત્ત,
આરતિયાંહી દત્ત, દાન ફળ એસા પાયા,
એકવાર કર અબે, કરમસું કરમ કસાયા,
ફળ એક એક મનસા ફળી, દે ફળ વાપસ લીજિયે;
કેશરો કહે ભવભૂલને, કુકરમ કબૂ ન કીજિયે. ૨૩

પંખી પુરાણ અપૂર્ણ.



---

૧ શરીર. ૨ દેખાણા. ૩ નક્કી. ૪ ભાલા. ૫ યમનીવાર. ૬ તરવાર. ૭ તરવાર. ૮ સહાય. ૯ સંગાતી અર્થાત્ કુટમ્બાદિક સમાજ. ૧૦ છળ કિયા. (દગો દીધો.) ૧૧ તેવી. ૧૨ પીડાતુરને. ૧૩ દાન દે.

## પંખી પુરાણના કર્ત્તા

# રાઠોડ કેશરાજીનું જીવન વૃતાંત.

"કેશરાજી" રાઠોડ ( જેતાવત શાખાના ) સાધારણ ઘરખેણી રજપૂત ( જોધપુર તાબે "ચીરોડી" ગામના રહીશ ) હતા. રજપૂત હોવા છતાં ભયંકર પારાધિ જેવા મહાન જીવહિંસક શિકારી હતા. એક દિવસ ભરેલી બંદુકનો અવાજ કરતાં અવાજ થયો નહિ, તેથી દુરસ્ત કરવા જતાં, બંદુકનો ઓચિંતો અવાજ થતાં, પોતાના દીકરાને ગોળી લાગી જવાથી દીકરાનું મૃત્યુ થયું, તેથી પોતાના મનને ઘણુંજ દુઃખ થયું, તેમજ લોકનિન્દાનો ભય લાગવાથી પોતાનું ગામ–ઘર છોડી દઇને છાનામાના ભાગી નીકળ્યા, અને આબુરાજ પાસે એક ગામડામાં પોતાનું મોસાળ હતું ત્યાં આવ્યા. મામાને ઘરે એક બે મહિના રહ્યા બાદ દુઃખ વિસરી ગયા, અને પાછા શિકારને ધંધે ચડી ગયા. એક દિવસ આબુ પહાડમાં શિકારે ગયેલા ત્યાં એક સાબર સાથે બંદુકનો અવાજ કર્યો, તે ગોળી સાબરના પગમાં લાગી અને સાબર ભાગી નીકળ્યું, એટલે પોતે પણ પાછળ દોડયા. થોડે દૂર જતાં સાબર અદ્રશ્ય થઈ ગયું અને એક મહાન્ યોગીનાં દર્શન થયાં. તે યોગીએ કેશરાજીને બહુજ ફિટકાર આપી સુબોધ વચનો કહ્યાં. યોગીનાં વચન સાંભળી કેશરાજી બંદુક નાખી દઈ પગમાં પડી ગયા અને બે હાથ જોડી ગદ્ ગદ્ કંઠે વિનંતી કરી કે હે ગુરૂજી ! હવે મને બચાવો, અને સન્માર્ગ બતાવો. કેશરાજીનું આર્ત વચન સાંભળી યોગી મહા-

ત્માને દયા આવી એટલે તુંબડીમાંથી પાણી લઇ, કાંઇક મંત્ર બોલી, કેશરાજી ઉપર તે પાણી છાંટયું તથા આચમન કરાવ્યું, કે તરતજ ગુરૂ કૃપાથી કેશરાજીની વાણીમાં શ્રી વિદ્યાદેવીએ વાસ કર્યો અને કાવ્ય શકિત આવી. એટલે પોતે કાવ્ય બોલવા લાગ્યા. તેનું નામ "પંખી પુરાણ"—તે બનાવીને ગુરૂ આજ્ઞાથી કેશરાજીએ આબુ શિખર માથે જઇ "ભૈરવ જપ'' ખાઇને પોતાનો દેહાન્ત કર્યો. તે પ્રમાણે કેશરાજીનું જીવન વૃત્તાંત છે. કેશરાજીના જન્મ-મૃત્યુ સંબંધી તજવીજ કરતાં કાંઇ હકીકત મળી આવી નથી.

---

## કેશરાજી કૃત દોહો.

કહઁા મુરધર કહઁા શિવપુરી, કહાં આબૂ અચળેશ,
જેતાવત કેશર જહાં, પડિયા પિંજર વેષ. ॥૧॥

"પંખી પુરાણ" અપૂર્ણ છે. મને મળી આવ્યું છે, તેટલું પ્રસિદ્ધ કર્યું છે.

લી૦ શંકરદાન.



# કરશો તેવું પામશો.

## કવિત્ત.

કરિ હૈ તું જૈસે રખવારી રંક લોગનકી,
કૃપાનાથ તૈસેં રખવારી તેરી કરિ હૈ;
ભરિ હૈ અનાથનકી ઓઝરી તું અન્નતેં તો,
ભવાનાથ[1] ધનતેં ભંડાર તેરે ભરિ હૈ;
'શંકર' ભનંત 'સ્મરિપુકું' સુમરિ હૈ તો,
આ ભવ સમર બીચ તેરી જીત ખરિ હૈ;
પરિ હૈ ફરક યહ ફેર જો ભજનમેં તો,
ફેરન ફરક ફેર નરકમેં પાર હૈ. ॥૧॥

---

ગજબ ગુજારિહો ગરીબપેં તો તેરે પર,
ગરીબનિવાજ એૈસેં ગજબ ગુજારિ હૈ;
ડારિહો જો દીનજનકો તૂં દુઃખ દવમેં તો,
દીનબન્ધુ તોકું દુઃખ દવમેં યું ડારિ હૈ;
'શંકર' ભનંત જો ઉગારિહો અબલકું તો,
માલિક સબલ તોકું ઐસેહી ઉગારી હૈ;
તારિહો જો વ્યાધી વારિધિતેં તું અનાથકોં તો
[2]તાવિધિ અનાથનકો નાથ તોકું તારિ હૈ. ॥૨॥

---

૧ મહાદેવજી. ૨ તે પ્રમાણે.

'किशन बावनी' के कर्त्ता

# किशन कवि का चरित्र.

इस 'किशन बावनी' के कर्त्ता कवि किशनदास का जन्म किस साल में हुआ था, यह तो जानने में नहीं आया, परंतु 'किशन-बावनी' के अंतिम ६२ वाँ कवित में लिखा है तदनुसार जैनधर्म्म के लूँकागच्छ-संप्रदाय के मुकुट-स्वरूप श्री संघराजजी की कृपा से पवित्र कवित्वशक्ति प्राप्तकर, अपनी सहोदरा रतनबाई की असामयिक मृत्यु पर, वि. सं. १७६७ की विजयादशमी को इन्होंने यह 'किशन-बावनी' अर्थात् 'उपदेश-बावनी' पूर्ण की थी। 'किशन-बावनी' में पग-पग पर इनके दार्शनिक विचारों, वैराग्य की तीव्र भावना, सांसारिक उदासीनता और परिपक्व लोकानुभव का दर्शन होता है, जिस पर विचार करने से मालूम होता है कि, ऐसे ग्रंथ की रचना परिपक्व अनुभव एवं कम से कम ४० वर्ष की आयु पर ही संभव हो सकती है। इस अनुमान पर इनका जन्मकाल वि. सं. १७२०-३०, के क़रीब माना जा सकता है।

किशन कवि की जाति एवं जन्म-स्थान के विषय में भी दो मत हैं। कच्छ के सुप्रसिद्ध विद्वान स्व० कवि जीवराम अजरामर गोर के बताने-अनुसार ये उत्तर भारत के गौड ब्राह्मण थे और इनके बचपन में, इनके पिता का देहांत हो जाने से इनकी माता इनको एवं इनकी बहिन रतनबाई को

लेकर गुजरात में अहमदावाद आई थीं और वहां इनको जैनधर्म्म के लूँकागच्छ—संप्रदायी श्रीपूज संघराजजी को अर्पण कर उनके आश्रय में रहने लगी थीं। श्री संघराजजी अच्छे विद्वान् और कवि थे, अतः उन्होंने किशनदास को काव्य—साहित्य का सम्यक् अभ्यास कराकर कवि बनाया। कुछ कालोपरांत वहीं किशनदास की माता का देहांत हो गया तो इनकी बहिन रतनबाई भी जैनधर्म्म में दीक्षिता आर्य्या हो गई।

इसके पश्चात् जब श्री संघराजजी कालधर्म्म को प्राप्त हुए तो उनके दूसरे शिष्य, किशनदास की कि जो उनके परम कृपापात्र प्रधान शिष्य रह चुके थे, इर्ष्या करने लगे। उन्होंने अहमदावाद के तत्कालीन हाकिम से जाकर कहा कि, किशनदास कीमिया जानता है तो उसने इनको पकड़वा मँगाया और कीमिया बताने को कहा। किशनदास ने इस विषय में अपनी अज्ञता प्रदर्शित की और सत्य बात हाकिम को कह सुनाई, परंतु उसको विश्वास न हुआ और इनको जेल में डाल दिया। अपने बंधु की यह दुर्दशा देखकर रतनबाई को अत्यंत दुःख हुआ और भाई के वियोग में आख़िर वह मर गई। किशनदास को जेल में अपनी बहिन के मर जाने का संवाद मिला तो बहुत दुःख हुआ और उसके स्मरणार्थ इन्होंने यह 'उपदेश—बावनी' बनाई।

इसके पश्चात् जब कैदख़ाने के अफ़सर को किशनदास की विद्वत्ता एवं उत्तम शील—स्वभाव का अनुभव हुआ तो उसने

इनको छोड़ देने के लिये हाकिम से सिफ़ारिश की फलतः इनको छोड़ दिया गया । अब अहमदाबाद में रहना अनुचित समझकर किशनदास कच्छ देश में चले गए और जैनधर्म्म छोड़कर वेदांत मतानुयायी साधु हो गए ।

उपर्युक्त वृत्तांत में सुदूर प्रांतीय एक असहाय हिंदू अवला का दो छोटे-छोटे बच्चों को लेकर भिन्न भाषाभाषी गुजरात प्रांत में आना और एक त्यागी जैन यतिवर के आश्रय में रहना, कीमिया बताने के लिये जैनधर्म्म के एक प्रतिष्ठित गच्छ के किशनदास सदृश विद्वान् साधु का हाकिम-द्वारा जेल में डाला जाना आदि बातें ऐसी हैं जिन पर विश्वास नहीं हो सकता।

सीहोर के स्व० कवि श्री गोविंदभाई गिलाभाई चौहाण (खवास) ने 'किशन-बावनी' को गुजराती टीका सहित प्रकाशित करते समय, उपर्युक्त वृत्तांत अविश्वसनीय मालूम होने पर, किशनदास एवं इनके गुरु संघराजजी के विषय में, भावनगर के लूँकागच्छ-उपाश्रय के महंत श्री गौतमचंदजी महाराज के द्वारा, अहमदाबाद के लूँकागच्छीय श्रीपूजों से पूछताछ कर निम्न वृत्तांत प्राप्त किया था जो विश्वसनीय मालम होता है।

लूँकागच्छ के श्रीपूजों की पट्टावली में तेरहवें पाट पर श्री केशवजी नामक एक विद्वान् श्रीपूज हुए, जिन्होंने वृज-भाषा में 'केशव-बावनी' नामक एक काव्य-ग्रंथ लिखा है। केशवजी के शिष्य श्री तेजसिंहजी हुए जिन्होंने संस्कृतभाषा में

'दृष्टांत–शतक' नामक ग्रंथ बनाया है। इन तेजसिंहजी के दो शिष्य थे। बड़े शिष्य कानजी थे जो इनके मरने पर श्रीपूज हुए और छोटे शिष्य संघराजजी कि जो संस्कृत एवं व्रजभाषा में प्रवीण थे, यति कहलाए।

उन दिनों गुजरात काठियावाड़ के राजदरबारों में हिंदी कविता का बहुत आदर होता था और उसका अभ्यास प्रायः जैनयति कराते थे। कच्छ–भूज की सुप्रसिद्ध 'व्रजभाषा-पाठशाला' के प्रथम आचार्य्य श्री कनककुशलजी भी एक राजस्थानी जैनयति थे। इस प्रणालि के अनुसार बोरसद (मध्य गुजरात) के ब्रह्मभट्ट छोटालाल के पुत्र किशनदास ने उपर्युक्त श्री संघराजजी के पास रहकर हिंदी काव्य–साहित्य का अभ्यास किया और कालांतर में 'किशन–बावनी' लिखकर प्रसिद्धि प्राप्त की।

श्री संघराजजी के पास अहमदाबाद में विद्याभ्यास करते समय, किशनदास की उनमें और जैनधर्म्म में इतनी भक्ति हो गई कि ये जैनधर्म्मानुयायी हो गए और प्रत्येक पर्युषण अपने गुरु के सान्निध्य में करने लगे। इनके प्रभाव के कारण इनके घर के सब लोग जैनधर्म्मी हो गए। यहाँ तक कि इनकी बहिन रतनबाई विधवा होने पर जैनसाध्वी (आर्य्या) हो गई थीं जिनकी मृत्यु पर इन्होंने इस बावनी की रचना की है।

किशनदास ने 'किशन–बावनी' के उपरांत कोई ग्रंथ बनाया है या नहीं, यह जानने में नहीं आया। कहते हैं

खंभात के इर्दगिर्द के किसी राजपूत ठाकुर की इन्होंने वंशावली बनाई है। इनकी मृत्यु-साल एवं इनके वंश में इस समय कोई है या नहीं, यह अज्ञात है।

किशनदास की कविता पर विचार करन से वह हिंदी के निगुणमार्गी भक्त-कवियों की कविता की श्रेणी में आती है। ये भक्त-कवि प्राय: कम पढे-लिखे होतेथे और काव्य-निर्माण की ओर इनका विशेष ध्यान नहीं रहता था। ये पहले भक्त, दूसरे उपदेशक और फिर कवि होते थे और वागाडंबर रहित सरल भाषा में अपने विचार प्रगट करते थे। काव्य-कला-संबंधी नियमों की पाबंदी एवं भाषा की स्वच्छता की अपेक्षा लोककल्याण की ओर इनका विशेष ध्यान रहता था। फिर भी दादू पंथी सुंदरदासादि कुछ संत ऐसे भी हुए जिन्होंने भाव-प्रदर्शन के साथ-साथ काव्य-चमत्कार और भाषा-प्रभुत्व भी प्रदर्शित किया है। किशनदास इस दूसरी श्रेणी में आते हैं और इनकी भाषा गुजराती-राजस्थानी मिश्रित व्रजभाषा होने पर भी इनकी कविता मार्मिक, सालंकार और वर्णनशली सरस एवं साहित्यिक है। इनकी कविता का जितना औपदेशिक मूल्य है उतना ही साहित्यिक भी है। यही कारण है कि इनकी कविता का ज्ञानपिपासु भक्तों एवं काव्यमर्मज्ञों में समान रूप से आदर है।

ली. शंकरदान



# શ્રી શંકર ભગવાનની સ્તુતિ.

દોહા.

અજર અમર અજ આદિ ઈક, સકલ જગતકે સ્વામિ;
અંતરજામી ત્રિપુરઅરિ, તં નમામિ બહુ નામિ.

છંદ ભુજંગી.

નમામી બહુનામી હે દીન બન્ધુ, નમામી ક્ષમાધામ કારૂણ્યસિન્ધુ;
નમામી જયો સર્વ ભૂતાત્મ શિવં, નમામી ગણાધીપ હે નીલગ્રીવં.
નમામી સીતીકંઠ શ્રીકંઠ સ્થિતં, નમામી પરાનંદ દાતા પુનિતં;
નમામી અખીલેશ્વરા હે અભીતં, નમામી મહાદેવ માયા રહીતં.
નમામી શુધાત્મેય આદી સ્વયંભુ, નમામી શિવાકાંત સર્વજ્ઞ શંભુ;
નમામી વરંદાયકં વિશ્વરૂપં, નમામી પ્રભો સચ્ચિદાનંદ રૂપં.
નમામી સ્થિતી ઉત્પતી નાશકારી, નમામી ત્રિવીધી તનં તાપહારી;
નમામી ત્રિગુણાત્મ હેજગતતાતં, નમામી પ્રણત્પાલ દેવં પ્રખ્યાતં.
નમામી સદાનંદદં સર્વચારી, નમામી પરં અપ્પરં પાપહારી;
નમામી ત્રિકાલજ્ઞ ત્રીલોકપાલં, નમામી વિભુ વિશ્વજેતા વિશાલં.
નમામી નિરાકાર આકાર નેકં, નમામી અભેદાય માલિક એકં;
નમામી તુંહી વિષ્ણુ બ્રહ્મા સ્વરૂપં, નમામી ભવાનાથ હે ભૂપભૂપં.
નમામી તુંહી પંચ ભૂતાત્મ પિંડં, નમામી તુંહી પોન ગોનં પ્રચંડં;
નમામી તુંહી વ્યોમ ક્ષીતી સદીશં, નમામી જલં અગ્નલં તૂં જટીશં.

તુંહી ઇન્દુ ઉડૂગણં મારતંડં, પુનિતં તુંહી તેજ પૂંજં પ્રચંડં;
તુંહી ખંડ ખંડં બિરાજે અખંડં, નમામી રિપુ કામકે કાલ દંડં.

તુંહી સ્વર્ગ પાતાલ હે મોક્ષસ્થાનં, તુંહી મૃત્યુલોકં અલોકં મહાનં;
પ્રકાશે તુંહી પૂરપુરં પ્રદીપં, નમામી વિભુ સર્વ બ્રહ્માંડધીપં.

તુંહી સુરકે વૃન્દમેં હો સુરેશં, તુંહી ધર્મરાજં તુંહી હો ધનેશં;
તુંહી ચારનં સિધ્ધકો ઇષ્ટ એવં, નમામી દયાસાગરં દેવદેવં.

ગનં વીરભદ્રાદિ હે વીર્યવાનં, બલી ભૈરવં ભૂત પ્રેતં ભયાનં;
તુંહી ઓજ સર્વસ્વકો હે અધીશં, નમામી ગિરીજેશ જૈતિ ગિરીશં.

તુંહી જંત્રકી મંત્રકી હો જુબાનં, બલં યંત્રકો તંત્રકો તૂં બખાનં;
તુંહી બીરબૈતાલકો જોમ ભ્યાનં, નમામી ઇશાનં કૃપાકે નિધાનં.

તુંહી દિગ્ગજં દાનવં કો દમામં, મુની વૃંદકે મોદકો તૂં મકામં;
તુંહી કચ્છઠં કોલ શેષં ઉધારં, નમામી વિભાગાય:હે વિશ્વધારં.

તુંહી નદ નદી ઉદધિ તડાગં, જડં ચૈતનં વિપ્પનં નગ્ગ નાગં;
રહ્યો હે તુંહી સર્વ ઠામં વિરામી, નમામી જયો શંકરં સુરસ્વામી.

તુંહી બદ્રિ આદિક હે ચાર ધામં, તુંહી તીર્થ અષ્ટ અરૂ સાઠ તામં;
તુંહી વર્યવૈકુંઠ ગોલોકવાસં, નમામી તુંહી બ્રહ્મ આભાબિલાસં.

તુંહી હે સ્થળે રૂ જળે આશમાનં, તુંહી રૂપ હે જીવજંતુ જહાનં;
તુંહી વ્યાપકં વિશ્વમેં સ્થાનસ્થાનં, નમામી પ્રસન્નાનં સર્વપ્રાનં.

તુંહી વેદ શાસ્ત્રં ષટં ત્યોં પુરાનં, સદા સત્ય સાહિત્ય સંગીત જ્ઞાનં;
કરામાત વિદ્યાદિકી તૂં કૃપાલં, નમામી ભયંહારી હે ચંદ્રભાલં.

તુંહી યેહ સંસાર કો શુધ્ધ સત્વં, તિહૂ લોગકો યોગકો તૂંજ તત્વં;
તુંહી ૐશિવોઅ આનંદનાદં, નમામી મહેશં જગત્‌કી મ્રજાદં.

તુંહી હો અકામી અદંભી અજીતં, તુંહી જન્મ મૃત્યુ જરાતેં રહીતં;
અનાથં તણો નાથ તું હે સમ્રાથં, નમામી પરીબ્રહ્મ હે ભૂતનાથં.

સદાશિવ એકં તુંહી સત્ય હે તૂં, રહી સર્વ મેં રોમ રોમં રમે તૂં;
સુરાધ્યક્ષ હે શંભુ હે જગતસ્વામી, નમામી નમામી નમામી નમામી.
॥૨૦॥

દોહા

સ્તુતિ યહ શિવ દેવકી, પઢહિ સતત દિલપ્રોય;
મનવાંચ્છિત વહ મનુષકોં, હાજર હરગિઝ હોય. ॥૧॥




કર્તા—
શંકરદાન જેઠીભાઇ દેથા ચારણ,
કવિ—લીંબડી સ્ટેટ

આ પુસ્તક મળવાનું શિરનામું,
શંકરદાન જેઠીભાઈ,
કવિ—લીંબડી સ્ટેટ,
મુ. લીંબડી—( કાઠીયાવાડ. )